


60


લેખક

મહાસુખભાઈ ચુનીલાલ

॥ ॐ ॥

# કમનસીબ કુમારિકા.

(સામાજીક નવલકથા.)

લેખક

મહાસુખભાઈ ચુનીલાલ.

'કાવ્યસરિતા' અને 'અનવરકાવ્ય'ના કર્તા,

વિસનગર.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

વિક્રમાર્ક ૧૯૮૦ સન ૧૯૨૩.

અમદાવાદ—સલાપોસ રોડ.

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત રૂ ૦-૧૨-૦.

આ પુસ્તક નીચેના ઠેકાણેથી રોકડી કીંમતે અગર ટપાલ મારફત વેલ્યુપેએબલથી મળશે. ટપાલ ખરચ જે પડશે તે વિશેષ લેવામાં આવશે.

મહાસુખભાઈ ચુનીલાલ.
મુકામ વિસનગર—જીલ્લો ગુજરાત.



---



---

PRINTED BY D. C. PARIKH at the "DIAMOND JUBILEE" PRINTING PRESS, SALAPOS ROAD, *Ahmedabad.*

AND

Published by MAHASUKHBHAI CHUNILAL SHETH
Late member of the Legislative Council, Baroda State.
Bazar, near Mandi, Visnagar (Gujarat).

# અર્પણ પત્રિકા.

ન્યાતના અન્યાય, અસત્ય અને અધર્મના પ્રતાપથી આ લઘુ પુસ્તકની બિચારી નિર્દોષ કુસુમકુમારિકા નિશાસા નાખી અફીણના ઝેરની ભોગ થઇ પડી; તે પ્રમાણે કેટલાંએ નિર્દોષ રંક સ્ત્રી પુરૂષો અને કેટલીએ આવી નિરપરાધી બાળાઓ, જીંદગીથી કંટાળી, ન્યાતના પ્રચંડ તાપથી સંતપ્ત થઈ મરણ શરણ થયાં હશે. આવાં ન્યાતનાં પરાક્રમોથી આકર્ષાઈ, મરતી વખતે કુસુમ–કુમારિકાના સ્વહસ્તે લખાયેલા તેની છેલ્લી ઘડીના મૃત્યુલેખમાં તેણે પ્રકટ કરેલી ઇચ્છાને અનુસરી તેના અને તેના કુટુંબના બળતા હૃદયના નિશાસાની જ્વાળાઓનો સમૂહ આ લઘુ પુસ્તક રૂપે, જેઓ પરમેશ્વર, ધર્મ, ન્યાય અને સત્યને છોડી દઈ પોતાનો સ્વાર્થ સાધવામાં પ્રપંચ જાળો પાથરી નિર્દોષ જીવોને ફસાવી હાની પહોંચાડવામાં મગ્ન થઈ મચી રહ્યા છે તેવા જ્ઞાતિબંધુઓના ચરણમાં હું અર્પણ કરૂં છું.

લી. લાચાર લેખક.

# મુખ્ય પાત્રોની નામાવળી.



લાલભાઇ......નગર શહેરનો એક ગૃહસ્થ.

કુસુમ.........લાલભાઇની દીકરી.

દીવાળી......લાલભાઇની સ્ત્રી ( કુસુમની સગી મા )

સમજુબાઇ ઉર્ફે નવી કાકી } લાલભાઇની નવી સ્ત્રી.

શાંતિલાલ......એક ગૃહસ્થ.

મણિલાલ......શાંતિલાલનો છોકરો.

પૂનમચંદ......ન્યાતનો શેઠ.

કાળીદાસ......પ્રપંચી જ્ઞાતિબંધુ (પૂનમચંદનો મિત્ર.)

રસિકલાલ......વકીલ.

ચંદ્રમણિ......રસિકલાલની સ્ત્રી અને કુસુમની બેનપણી.



# પ્રસ્તાવના.

પ્રાચીન કાળથી ચાલતી આવેલી સંસ્થાઓના બંધારણમાં જ્યાંસુધી ન્યાય, ધર્મ અને સત્ય સમાયેલાં હોય છે ત્યાંસુધી તે સંસ્થાઓના ઉદ્દેશ સંપૂર્ણ રીતે બર આવે છે અને જનસમાજની દૃષ્ટિએ તે સારી ગણાય છે. આ બંધારણ નિયમોથી અને તેના અમલથી બંધાય છે, અર્થાત્ નિયમો અને તેનો અમલ એ બંને મળીને સંસ્થાનનું અંગ બાંધે છે. જેમ અંગના જુદા જુદા અવયવોમાં રોગ દાખલ થતાં અંગ શિથિલ બની જાય છે, કામ કરી શકતું નથી અને પરિણામે તેમાં રહેલો આત્મા દુઃખ પામી હેરાન થાય છે, તેમ સંસ્થાના નિયમમાં કે તેના અમલમાં જ્યારે અન્યાય અધર્મ અને અસત્ય પ્રવેશ કરે છે ત્યારે તે સંસ્થા નબળી પડી જાય છે અને તે પ્રત્યે જનસમાજનો તિરસ્કાર ઉદ્ભવે છે, અને એવી રીતે વધુ વખત ચાલવાથી તેના સ્તુત્ય ઉદ્દેશો નષ્ટ થઈ જાય છે અને પરિણામે તે સંસ્થાજ ખોટી છે અને તેથીજ અધોગતિ થાય છે એમ માની લેવામાં આવે છે, અને તેનો નાશ કરવાના પ્રયત્નો પણ થાય છે; પછી તે રાજ્યબંધારણ હોય કે ધર્મબંધારણ હોય કે જ્ઞાતિબંધારણ હોય; ગમે તે બંધારણ હોય પણ તેજ ધોરણે દુનિયાનો ક્રમ ચાલે છે. રામરાજ્ય કહેવાયું અને રાવણરાજ્ય પણ કહેવાયું. રાજ્ય તો હતુંજ, પણ જેમ જેમ જેવા જેવા રાજનીતિના નિયમોમાં અને અમલમાં ફેરફાર થતા ગયા તેમ તેમ તેવાં તેવાં તેના આગળ સારાં ખોટાં વિશેષણો મુકાયાં.

આ પ્રમાણે હરેક જ્ઞાતિબંધારણનું સમજવું. ન્યાતના નિયમો હોય છેજ, તે લેખી હોય કે મોંડે હોય, થોડા હોય કે ઘણા હોય, સુધરેલી ઢબ પ્રમાણે હોય કે ગ્રામ્ય રીતે હોય, પણ કાંઈને કાંઈ નિયમ હોય છે—પછી તેને કાયદાકાનૂન, ધારાધોરણ, રીતરીવાજ કે ગમે તે કહો—તેમાં અને તેના અમલમાં અર્થાત્ અમલ કરનાર ન્યાતના આગેવાન પંચાતીઆ ન્યાયાધીશોના હૃદયમાં ન્યાય, ધર્મ અને સત્ય સમાયેલાં હોય છે તે જ્ઞાતિ સારી ગણાય છે અને તેના પવિત્ર અને સ્તુત્ય હેતુ પ્રમાણે જ્ઞાતિબંધુઓ લાભ અને સુખ પ્રાપ્ત કરી શકે છે, એક બીજાને મદદગાર રૂપ થઇ પડી પોતાનું રક્ષણ કરી શકે છે. પરંતુ જ્યારે ન્યાતના કાયદાની ચોપડીમાં અને તેનો અમલ કરનાર ન્યાતના શેઠ અને જ્ઞાતિબંધુઓના મગજમાં હડહડતો અન્યાય, પક્ષપાત, અનીતિ અને અસત્ય એવા દુર્ગુણો પ્રવેશ કરે છે ત્યારે તે જ્ઞાતિ ખોટી ગણાય છે. પછી ભલે તે મોટી હોય કે નાની હોય, સુધરેલી હોય કે ગ્રામ્ય હોય, ભણેલી હોય કે અભણ હોય, પણ તેના પ્રત્યે દુનિયા તિરસ્કારની લાગણીથી જુએ છે, અને જ્ઞાતિબંધુઓને ગેરલાભ અને દુ:ખ થાય છે. આવી રીતે જ્યારે સુખના બદલે દુઃખ પ્રાપ્ત થાય છે અને નિર્દોષ લોકો મૃત્યુના ભોગ થઈ પડે છે ત્યારે અન્યાય અને અનીતિના ભોગ થઈ પડેલા જીવો નિશાસા નાખી પોતાનું સ્વરૂપ પ્રકટ કરી દુનિયા પાસે દિલાસો માગી આશ્વાસનનાં આંસુની આશા રાખે છે. તેજ પ્રમાણે આ પુસ્તકમાં ન્યાતના અન્યાયથી એક કુટુંબ પાયમાલ થઈ જાય છે, નિર્દોષ કુમારિકા જીંદગીથી કંટાળી ઝેર ખાઈ

મરણુ પામે છે અને તે મરતી વખતે પોતાનું હૃદય મૃત્યુ-લેખદ્વારાએ ખાલી કરી અન્યાયના પરિણામનું ભાન કરાવે છે. આવા બનાવો ન્યાતોમાં કેટલાએ બની ગયા હશે, હાલ બનતા હશે, અને તેજ પ્રમાણે અન્યાય ચાલુ રહેશે તો ભવિષ્યમાં પણ બનશે. તેનો ન્યાય કોની પાસે માગવો? પરંતુ તુળશીદાસ કવિએ કહ્યું છે કે—

તુલસી હાય ગરીબકી કબી ન ખાલી જાય;
મુએ ઢોરકે ચામસેં લોહા ભસ્મ હો જાય.

આ પુસ્તકમાં પ્રદર્શિત કરેલી કલ્પના કેટલીક બનેલા બનાવો ઉપરથી ઉદ્ભવેલી છે અને કેટલીક સ્વતંત્ર છે. તે ઉપરથી વાચક વર્ગને ખ્યાલ આવશે કે ન્યાતના અન્યાયની અને જ્ઞાતિબંધુઓના પ્રપંચની જાળમાં સપડાઈ ભોગ થઈ પડેલાં નિરપરાધી સ્ત્રી પુરૂષો અને કુમળી વયની બાળાઓ, જાહેર પ્રજાની પાસે ન્યાય માગી ભવિષ્યમાં થતી જાનની ખુવારી અટકાવવા, કુસુમ—કુમારિકા દ્વારાએ પોતાના હૃદયના નિશાસાની ઉષ્ણ જ્વાળાઓનો ભડકો પ્રકટ કરી, જ્ઞાતિબંધુઓની આંખ ઉઘાડવા સૂચના કરે છે કે " ન્યાતના નિયમમાંથી અને તેના અમલમાંથી ધર્મ, સત્ય અને ન્યાય જતાં રહ્યાં છે તે દાખલ કરો, અને પોતાના ખાનગી દ્વેષો, વેર વાળવાની વૃત્તિઓ, પક્ષપાત, અને મમત છોડી દઈ થતી ખુવારીમાંથી બચો, અને ચાલતા જમાનાનુસાર પ્રત્યેક જ્ઞાતિજનના ઉદ્ધાર તરફ નજર રાખી ન્યાતના ઉદ્દેશ પ્રમાણે ન્યાતનું, જાતનું અને ધર્મનું રક્ષણ કરી આનંદ સુખ અને શાંતિ ભોગવો. "

ઘણી ન્યાતોમાં આવા પ્રકારના બનાવો જોવામાં આવે છે તે ખરેખર પડતીનું કારણ છે. આનો અટકાવ ક્યારે થાય કે જ્યારે જ્ઞાતિબંધુઓનો મોટો ભાગ સમજે અને સુધરે અને બીજાને પોતાના દૃષ્ટાંતથી સુધારવાનો પ્રયત્ન કરે ત્યારેજ. જ્ઞાતિબંધુઓના ખોટા મમત, પક્ષપાત, અન્યાય, સ્વાર્થ અને અધર્મથી કેવું માઠું પરિણામ આવે છે તેનું રહસ્ય સામાન્ય સ્ત્રી પુરૂષો સારી રીતે સમજી શકે અને તેનો અટકાવ થવા પ્રયત્ન થાય તે હેતુથી આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે અને તે ખાસ તેમનાજ ઉપયોગ માટે હોવાથી પુસ્તકની ભાષા સાદી અને સરળ [redacted]માં આવી છે.

આ કરૂણરસથી ભીંજાયેલું પુસ્તક વાચક વર્ગ વાંચી આંસુથી ભીંજાયેલી આંખે બંધ કરે એ સ્વાભાવિક છે, માટે છેવટના ભાગમાં હાસ્યરસનો નાનો " ગુરૂ શિષ્ય સંવાદ " દાખલ કર્યો છે.

વિસનગર
સંવત ૧૯૮૦ કાર્તકપૂર્ણિમા.

મહાસુખભાઈ ચુનીલાલ.



# કમનસીબ કુમારિકા.



ગુજરાતના પાટણ શહેરથી આશરે વીસ ગાઉના અંતરે એક નગર નામે ગામમાં લાલભાઈ નામનો ગૃહસ્થ રહેતો હતો. પહેલાં તો તેની દશા ઘણી સારી હતી પરંતુ પાછળથી તે પૈસે ટકે ઘસાઈ ગયેલો પણ મોં ઉપર તમાચો મારી મોં લાલ રાખી ન્યાત જાતના વ્યવહારમાં પોતાનો મોભો તેણે જાળવી રાખ્યો હતો. ન્યાતની પંચાતમાં કોઈ કોઇ પ્રસંગે તે ભાગ લેતો; જરા અફીણની આદત પડેલી હતી તેથી થોડીક અફીણી મંડળી તેની પાસે કસુંબા પાણી લેવા આવતી; ખાવા પીવાનો પણ શોખીન હતો. તેને દીવાળી નામની સ્ત્રી હતી.

મોટી ઉમરે લાલભાઇના ઘેરે પુત્રીનો જન્મ થયો; પુત્રીનું નામ કુસુમ પાડયું; છોકરો નહીં હોવાથી આ છોકરી માનીતી હતી અને લાડમાં ઉછરતી હતી. કુસુમ ચાર વરસની થઇ કે તેની માએ લાલભાઇને કહ્યું "મેં આ છોડીના જન્મ વખતે બાધા લીધી હતી કે તે ચાર વરસની થાય તે પછી તેનું સગપણ કરવું. જુઓ હવે ચાર પૂરાં થઈ ગયાં માટે આપણે તેનું સગપણ કરવું જોઇએ. છોડી દેખાવડી છે એટલે સગપણ માટે સારા પૈસાવાળા માણસને ત્યાં જશો તો પાછા આવશો નહીં. કલકત્તાવાળા શાંતિલાલ

શેઠના છોકરા મણિલાલ સાથે સગપણ કરવા મારી મરજી છે."

લાલભાઇએ સંમતિ આપી જણાવ્યું "મારો વિચાર પણ તેજ છે. છોકરાની ઉમર સાત આઠ વરસની છે, ઘર પણ સારૂં છે, પૈસો પણ છે, વેપાર પણ સારો ધમધોકાર ચાલે છે, છોકરો સગપણ વગરનો રહે પણ નહીં પરંતુ આપણી શ્રાવક જ્ઞાતિમાં કન્યાની પણ અછત, અને તે લોકો ઠેઠ કલકત્તે દૂર રહે એટલે તે તરફ લોકોની નજર પણ ઓછી; બાકી બીજું કાંઇ પણ કહેવા જેવું નથી." આમ મન સાથે સંતોષ વાળી પોતાની સ્ત્રીના વિચારને સંપૂર્ણ ટેકો આપ્યો.

દીવાળી આગ્રહપૂર્વક કહેવા લાગી " ત્યારે હવે કોને પુછો છો ? જોશીને બોલાવી સારો દિવસ જોઈ, પળ ચોઘડીઉં સાધી, શૂકન જોઇ સગપણ કરી આવો. હમણાં તે બધાં અત્રે આવેલાં છે, કલકત્તે ગયા પછી કાગળોથી વાતો કરવી પડશે, માટે હવે નક્કી કરી નાખો."

આ પ્રમાણે ધણી ધણીઆણી સલાહ મેળવી સગપણ કરવાના દૃઢ નિશ્ચય ઉપર આવ્યાં. લાલભાઈ જોશીના ઘેરે જઈ જોશીના કહેવા પ્રમાણે બીજા દિવસે ન્યાતના આગેવાનોને બોલાવી શાંતિલાલને આગળથી ખબર આપી નક્કી કરી ઘેરથી સગા સંબંધીઓને લઇ શાંતિલાલના ઘેરે ગયો, અને પોતાની છોડી કુસુમનું સગપણ શાંતિલાલના છોકરા મણિલાલના વેરે કર્યું. શાંતિલાલે છોકરાના સગપણની ખુશાલીમાં ન્યાતમાં અને મિત્રમંડળમાં સાકર વહેંચી, અને સગપણની વાત ગામમાં પ્રસિદ્ધ થઇ.

બે ત્રણ વરસ થયાં કે ધીમે ધીમે વાતો પ્રકટ થવા લાગી કે " લાલભાઈ સલાહ લેવા લાયક માણસ ને તે કેમ

ભૂલ્યો ? આવડો મોટો છોકરો સારા ઘરનો અત્યાર સુધી સગપણ વગરનો શાથી રહેલો તે બાબત તેણે કોઇને કાંઈ પુછેલુંજ નહીં ? લોકો કલકત્તેથી આવે છે તે વાતો કરે છે કે મણિલાલને તો મગજનું દરદ છે, ગાંડો થઇ જાય છે, અને શરીર ભયંકર માંદગીમાં આવી પડે છે.” આવી ઉડતી વાતો લાલભાઈના કાને આવવા માંડી તેથી તેના મનમાં ચિંતાએ પ્રવેશ કર્યો. પોતે ખાનગી રીતે તપાસ કરવા લાગ્યો તો ખાત્રી થઈ કે લોકોની વાતમાં સત્ય સમાયેલું છે.

કુસુમ જેમ જેમ મોટી થવા લાગી તેમ તેમ લાલભાઇની ચિંતામાં વધારો થવા લાગ્યો. તેને નવ વરસ થયાં કે તેની મા દીવાળી તાવનો રોગ થઈ મરણ પામી. આથી ઘરનો બોજો કુસુમના માથે આવી પડયો. બાપની તેના ઉપર પ્રીતિ હોવાથી તેને નિશાળ નહીં છોડાવતાં અભ્યાસ કરવા દીધો. થોડા માસ સુધી તો ‘ લાલભાઇ પરણવાના નથી, ઉમર મોટી થઈ છે માટે ધર્મ ધ્યાનમાં વખત ગુજારવા માગે છે ’ એવી વાતો ચાલી રહી, પણ સ્મશાનીયો વૈરાગ્ય દૂર થતાં પરણવાનો વિચાર થવા લાગ્યો. તેમના જેવા અફીણી સોબતીઆઓની પણ સલાહ મળી કે “ છોકરો નથી, માટે પરણ્યા વિના ચાલે નહીં, માણસ વગર ઘરમાં કેટલી બધી અડચણ પડે છે ! બિચારી કુસુમને બધું કામ કરવું પડે છે, અફીણનો કસુંબો પણ છોડી તૈયાર કરી આપે અને બાપને પાય ત્યારે લાલભાઇનો જીવ ઠેકાણે આવે, ગમે તેમ કરી પરણવું.” આવી સલાહથી લાલભાઈ ઘરડાબડપણે દેવું કરી પાંચ હજાર રૂપીઆ ખરચ કરી બહાર

ગામની પોતાના ગોળની બૈરીની ગોઠવણુ કરી છેવટે પરણ્યા.

બૈરીનું નામ તો સમજુબાઈ હતું પરંતુ બધા નવી કાકી કહીને બોલાવવા લાગ્યા. ધીમે ધીમે નવી કાકીનાં માન ન્યાત જાતમાં વધતાં ગયાં. ઘરમાં પણુ લાલભાઇ ડોસા તેની આંખે જોવા લાગ્યા અને કુસુમ ઉપરથી જરા જરા ભાવ કમી થવા માંડયો. નવી કાકી કુસુમના વિરૂદ્ધ લાલભાઇના કાન ખુબ ભંભેરવા લાગી અને પરિણામે કુસુમની સ્થિતિ દયાજનક થઇ પડી. નવ વરસ સુખનો સૂર્ય ઉગેલો તે મા મરી જવાથી અસ્ત થયો. સવારે સાંજે અને રાત્રે ટોક ટોક કરી ભૂલો કાઢી નવી કાકી કુસુમને સતાવતી હતી. કુસુમ ડાહી અને શરમાળ હતી તેથી બાપ આગળ બધું બોલી ફરીઆદ કરી શકતી નહોતી. તેનું આરામનું સ્થાન નિશાળ હતું. ગમે તેમ સવારનો વખત ગુજારી, વહેલું મોડું, ટાઢું ઉનું ખાઈ નિશાળે જઈ અભ્યાસ કરતી. આવી સ્થિતિમાં તેણે ગુજરાતી સાત ધોરણુ પાસ કર્યાં. ઉપલાં બે ધોરણમાં ગુજરાતી અભ્યાસ સાથે થોડો અંગ્રેજી અભ્યાસક્રમ રાખેલો હતો તેથી બે ચોપડી જેટલું અંગ્રેજી જ્ઞાન તેણે સંપાદન કર્યું હતું. આગળ અભ્યાસ કરવાની ઇચ્છા હતી પણુ નગરમાં સાધન નહીં હોવાથી લાચારીથી નિશાળ છોડી દેવી પડી. આ તેને આકરૂં લાગ્યું; આ વખતે તેની ઉમર ૧૪ વરસની થઈ હતી.

એક દિવસ લાલભાઈ અને સમજુબાઇ મેડા ઉપર કુસુમના લગ્ન સંબંધી તકરાર કરતાં હતાં, કુસુમ નીચે બેઠી હતી તે બધું ધ્યાનપૂર્વક સાંભળતી હતી. નવી કાકી લાલભાઇને કહેવા લાગી “ આવડી મોટી છોડી થઈ અને

ઘરમાં રાખી મુકો છો તે સારૂં નહીં, લોકો વાતો કરે છે, સગપણ તો કર્યું છે માટે પરણાવી દોને! વાર શી? છોડીઓ તો સાસરે જ શોભે. ભણાવીને મોટી પાડા જેવી કરી ઘરમાં રાખી મુકો તે કેટલું બધું શરમાવવા જેવું છે? મને તો લોકોની વાતો સાંભળી કાંઇ કાંઈ થઇ જાય છે અને મારૂં પેટ બળીને ખાખ થઈ જાય છે, તમારે તો ઘરમાં બેશી રહેવું પણ અમારે તો બહાર જવું, અમારી શી વલે થતી હશે?" એમ કહી રોવા બેઠી. બૈરાંને તાળવે તળાવડી એટલે આંસુ ખરતાં વાર શી?

પછી ધીમે રહી લાલભાઈ તેને સમજાવવા લાગ્યો "જો સાંભળ, હું તેજ વિચારમાં છું પણ તને હજુ અંદરના ભેદની માલમ નથી. જમાઈ સાવ ગાંડો થઈ જાય છે, વાયુનું દરદ છે અને તે દરદ જ્યારે ઉપડે છે ત્યારે તે મરણ તોલ થઇ જાય છે, માટે તેની સાથેનું સગપણ તોડવાનો વિચાર ઘણા દિવસથી મારા મનમાં ચાલે છે, તારો અને કુસુમનો જીવ બળે તે માટે આ વાત હું ઘરમાં કહી કરતો નથી. એવા વરને કાંઈ કુસુમને અપાય?"

આ સાંભળી નવી કાકીનો મિજાજ ગયો અને બોલી "વળી એમ તે થતું હશે કે? ન્યાતનો કાયદો તુટતો હશે કે? અને તે વળી આપણા જેવા ખાનદાનના ઘરથી થતું હશે કે? આ શું બોલ્યા? મારા આગળ વાત કરી તો ભલે પણ હવે કોઈના આગળ આવી વાત કરશો નહીં, જુલમ થાય જુલમ! ન્યાતવાળા ભેગા થઈ ન્યાત બહાર મુકે, પછી અમે શા મોંડે પહેરી ઓઢી બહાર જઇએ? માટે કુસુમને વર જેવો નસીબમાં મળ્યો તેવો ખરો; હવે પર-

ણાવો, છોડીના નસીબમાં સારૂં હશે તો સારૂં થશે અને નસીબમાં નબળું લખાવી લાવી હશે તો ભલા ભગવાન પણ સારૂં કરી શકે તેમ નથી, સમજ્યાને ? ”

મેડા ઉપર આ પ્રમાણે થતી વાતો સાંભળી કુસુમ ઉંડા નિશાસા નાખવા લાગી. કેટલીક ઉડતી અફવાઓ સાંભળેલી હતી પણ તે વાતો ખોટી હશે એમ માની તે તરફ તેનું મન દોરવાતું ન હોતું, પણ જ્યારે પોતાના બાપના મોંડેથી વાત સાંભળી ત્યારે તેના કોમળ હૃદય ઉપર સખ્ત આઘાત થયો. પોતાની મા સાંભરી આવી અને આંસુથી આંખો ઉભરાઈ ગઈ.

થોડા દિવસ પછી કલકત્તેથી શાંતિલાલ શેઠનો કાગળ લાલભાઈ ઉપર આવ્યો કે “ આવતા વૈશાખ માસમાં મારા છોકરાનાં લગ્ન લીધા શીવાય ચાલે તેમ નથી, તમને ગઈ સાલ પણ લખેલું પણ તમે કાંઈ ધ્યાન આપેલું નહીં. હવે આ સાલ તો નહીંજ ચાલે; માટે કાગળ દેખી હા ના નો ખુલાસો વળતી ટપાલે આપશો ? ”

આવો કાગળ વાંચી લાલભાઈ બહુજ દિલગીર થયો ! શું કરવું ? ક્યાં કલકત્તા અને ક્યાં આ નગર ? તપાસ કર્યા વિના લગ્ન કેમ થાય ? ભલે પરિશ્રમ પડશે પણ કલકત્તે જઈ જાતે જમાઈને જોઈ આવું. આવા નિશ્ચય ઉપર આવી પત્રનો જવાબ લખ્યો કે “ હું એક માસ પછી તમારી પાસે આવી ખુલાસો આપીશ. ”

એ પ્રમાણે એક માસ પછી લાલભાઇ સારી સોબત શોધી કલકત્તે ઉપડી ગયો અને શાંતિલાલ વેવાઇને ત્યાંજ

મુકામ કર્યો. લાલભાઇને દેખી શાંતિલાલ શેઠ તો આભાજ બની ગયા કે છોકરાની આવી માંદગીના વખતે આ વેવાઈ ક્યાંથી આવ્યા ? પણ શું કરે ? લાચારીથી આદર સત્કાર કર્યો; મણિલાલને વાયુ ઉપડયો હતો અને પથારીમાં પડયો પડયો બકવાટ કરતો હતો, ડૉક્ટર દવા આપતો હતો અને સગાં સ્નેહીઓ સારવાર કરતાં હતાં. લાલભાઈ આ બધું જોઇ ઘણોજ દિલગીર થયો; કામના બ્હાને બહાર જઈ ડૉક્ટરોને ખાનગી રીતે પુછી અભિપ્રાય મેળવતો કે મણિ-લાલ પરણવાને લાયક છે કે કેમ ? દરેક તરફથી નકારમાં જવાબ મળતો હતો. આ પ્રમાણે લાલભાઈ અઠવાડીઆ સુધી રહ્યો પણ શાંતિલાલે પેલા કાગળ કે લગ્ન સંબંધી કાંઈ વાતજ કાઢી નહીં. શી રીતે કાઢે ? છુપી રાખેલી વાત જાહેર થઇ આવી. કાગળના ખુલાસાની વાત નહીં નીકળી તે લાલભાઇને તો ઠીક લાગ્યું; લગ્ન લંબાવવાને સારો લાગ મળ્યો.

આ પ્રમાણે સ્થિતિ મુકી લાલભાઈ પાછો કોઇ સોબત મેળવી નગર આવ્યો, અને ચોકસ નિશ્ચય ઉપર આવ્યો કે કુસુમનું લગ્ન મણિલાલ સાથે કરવું નહીં અને ગમે તેમ કરી સગપણ તોડવું. ધીમે ધીમે તે વાત તેણે પોતાના સંબંધીઓ મારફત બહાર પાડી. ' હમણાં તો મારે મારી છોડીનું લગ્ન કરવું નથી, જમાઇને રોગ મટયા પછી જોઈ લેવાશે ' એમ જાહેરમાં તેણે સ્પષ્ટ જણાવી દીધું. લોકો સમજ્યા કે સગપણ તોડવાનું આ પહેલું પગથીયું જણાય છે. કેટલાક કહેવા લાગ્યા કે " આવા ગાંડાને તે કન્યા પરણાવાયકે ? પથ્થર સાથે રત્ન પછાડી છોડીનો ભવ બગા-ડાય કે ? " ત્યારે કેટલાક એવા ઉદ્ગાર કાઢવા લાગ્યા કે

"ન્યાતના ધારા તુટતા હશે કે? એકડાનો ગોળ તોડી નંખાતો હશે કે? છોડીના નસીબમાં હોય તેમ થાય, પણ સગપણ કદી ફોક થતું હશે કે? જોઈએ છીએ, ન્યાતમાં વાત તો આવવા દો!" આમ પક્ષાપક્ષની વાતો ગામ વચ્ચે આવેલા એક ઉપાશ્રયના ઓટલા ઉપર ચાલવા માંડી.

ચૈત્ર માસ થયો કે શાંતિલાલ શેઠ પોતાના કુટુંબ સાથે કલકત્તેથી આવ્યો, તેના ઘેરે ન્યાતના લોકો વગર નોંતરે ભેગા થવા લાગ્યા અને કેટલાક તો ગાંઠની ખીચડી ખાઈ શાંતિલાલનો પક્ષ પકડી લડ કે લડવા દે એવા ઝનુન ઉપર આવી ગયા, અને શાંતિલાલ પાસે ન્યાતના શેઠ પૂનમચંદ ઉપર એક મોટી અરજી કરાવી. શેઠે નોંતરીઓ ફેરવી તેને તેજ દિવસે ન્યાત એકઠી કરી. જે ન્યાત ભેગી કરવા નોંતરીઆના પગ થાકી જાય અને સવારની સાંજે ભેગી થાય તે ન્યાત આ વખતે પોતાનો દુકાનનો ધંધો મુકી બપોરના ઠરાવેલા વખત પહેલાં ઉપાશ્રયમાં એકઠી થઇ ગઈ. પછી ન્યાતના શેઠે જાજમ ઉપર જ્ઞાતિબંધુઓને શાંતિલાલની આવેલી અરજી વાંચી સંભળાવી અને જાણે નિષ્પક્ષપાતપણે કામ કરતા હોય તેમ બધાઓનો અભિપ્રાય પુછવા લાગ્યા. તરતજ લાલભાઇને બોલાવવા નોંતરીઆને હુકમ કર્યો. આ વખતે મણિલાલની તબીઅત સારી હોવાથી ન્યાતનો મોટો ભાગ શાંતિલાલની તરફમાં હતો. વાંધા ઉઠાવનાર ખટપટીઆ લોકોને શાંતિલાલે આગળથીજ લાંચ આપી દાબી લીધેલા હતા એટલે લગભગ આખી ન્યાત લાલભાઇના રાયતામાંજ હતી. બધા મરજીમાં આવે તે પ્રમાણે તેની વિરૂદ્ધ ઉદ્દગારો કાઢતા હતા. નોંતરીઓ

તેડવા આવ્યો કે લાલભાઈ તરત કપડાં પહેરી ન્યાતમાં ગયો અને જાજમ ઉપર બેઠો. થોડીવાર થઇ કે ન્યાતના શેઠને સંબોધીને લાલભાઈ કહેવા લાગ્યો "કેમ પૂનમચંદ શેઠ ? શા માટે ન્યાતે મને બોલાવ્યો છે ?"

આ સાંભળી કેટલાક વિરોધીઓ વચ્ચે બોલી ઉઠયા "જુઓને ! જાણે લાલભાઇ કાંઈ જાણતાજ નથી, અને ડાહ્યા થઈ ન્યાતને પુછે છે કે શા માટે મને બોલાવ્યો છે ? શું મિજાજ આવી ગયો છે !!"

જાજમ ઉપર બેસનાર બધાએ તેની વિરૂદ્ધ એટલે આમ અપમાન કરનારાઓને કોણ અટકાવે ? પણ શેઠે જરા મન શાંત રાખી કહ્યું "જુઓ લાલભાઇ ! શાંતિલાલ શેઠની અરજી ન્યાત ઉપર આવી છે તે સાંભળો." એમ કહી આખી અરજી વાંચી સંભળાવી અને પુછયું "કહો હવે તમારો આ સંબંધી શો જવાબ છે ?"

લાલભાઇએ જરાવાર નીચું જોઇ વિચાર કરી ધીમે રહી સાફ જણાવી દીધું કે "હું ચાર પાંચ વરસમાં તો મણિલાલ સાથે મારી દીકરીનું લગ્ન કરવાનો નથીજ, અને તે પછી પણ મને ખાત્રી થશે તોજ લગ્ન લઇશ. ન્યાતના ચોપડામાં પણ કલમો લખેલી છે કે જમાઇ ગાંડો કે બિમાર હોય તો સગપણ તોડી શકાય, ચોપડો ઉઘાડીને જુઓ એટલે ખુલાસો થશે."

"સગપણ તોડી શકાય" એવા શબ્દો બોલતાંજ તેના ઉપર તેના ન્યાત ભાઇઓ તુટી પડયા કે "શું જોઇ રહ્યા છો ? છોકરો શરીરે જમ જેવો છે, કામ કરવામાં ડાહ્યો

અને હોંશીઆર છે, આવા છોકરા માટે ચોપડો મંગાવી કાયદાની કલમ લાગુ કરવા માગે છે! જોયો તેનો અભિમાન? લાલભાઈ શેઠને તો પોતાની છોડી માટે મોટરવાળો હીરાના દાગીનાવાળો અને બંગલામાં રહેનાર જોઈએ છે, ન્યાતનો છોકરો ગમતો નથી! પૂનમચંદ શેઠ! શું જોઈ રહ્યા છો? ન્યાત આગળ આટલો બધો અભિમાન? આતો ન્યાતનું અપમાન નહીં તો બીજું શું? મુકો ન્યાત બહાર!" આમ ધમાલ મચી રહી. પછી બધાંને શાંત પાડી ન્યાતના શેઠે મોં ઠાવકું રાખી કહ્યુ "ઉતાવળ ન કરો, વધારે બોલીને શું કામ છે? આપણે થોડી રાહત આપવી જોઇએ! ઉઠો, આપણે પેલા ખુણામાં બેશી વિચાર કરીએ." એમ કહી પાંચ સાત આ ખુણામાં, પાંચ સાત પેલા ખુણામાં એમ જુદી જુદી કમીટીઓમાં વહેંચાઇ ગયા. શેઠે બધાની સલાહ મેળવી અને બધા પાછા જાજમ ઉપર ગોઠવાઈ ગયા. પછી ન્યાતના શેઠ જાણે હાઇકોર્ટના વડા ન્યાયાધીશ આરોપી આગળ જજમેન્ટ સંભળાવતા હોય તેમ શાંત મુદ્રા રાખી કહેવા લાગ્યા "શેઠ લાલભાઈ સાંભળો, શાંતિલાલની હકીકત ખરી છે, છોકરો ડાહ્યો અને તંદુરસ્ત છે, તમારી વાત અમારે સાંભળવીએ નથી અને માનવીએ નથી, અમે બધું જાણીએ છીએ, તમારા મગજમાં પવન વધારે ભરાયેલો છે અને અમારા એકડાનું સત્યાનાશ વાળવા તૈયાર થયા છો; માટે ન્યાત તમને સંભળાવે છે કે તમારે વૈશાખ માસમાં શાંતિલાલના છોકરા મણિલાલ સાથે તમારી દીકરી કુસુમનું લગ્ન કરવું. જો તેમ નહીં કરો તો જેઠ માસથી તમે ન્યાત બહાર છો અને જ્યાં સુધી તમે તમારી કુસુમને

મણિલાલ સાથે નહીં પરણાવો ત્યાં સુધી તમારી પાસેથી દર મારો પચાસ રૂપીઆ પ્રમાણે દંડ લેવામાં આવશે; અને તેમ છતાં જો તમે ઉદ્ધતાઈ કરી સગપણ તોડીને બીજે પરણાવશો તો ન્યાત તમારા માટે શું કરશે તે કહી શકાતું નથી. કેમ સાંભળ્યું ને ?"

આ સાંભળી લાલભાઇ શેઠે ધીમે રહી જવાબ આપ્યો "જ્યારે ન્યાતને મારી વાત સાંભળવીજ નથી તો પછી મારે કહેવાથી શું ફાયદો ? ભલે તમને ગમ્યું તે ખરૂં." એમ કહી ઉભો થયો અને ઘેરે આવ્યો.

ઘેરે તો નવી કાકીનો ક્રોધ જેવો ને તેવોજ હતો. લાલભાઈની વાત સાંભળી વધારે કંકાસ કરવા માંડયો. વૃદ્ધાવસ્થામાં બિચારા લાલભાઈની સ્થિતિ ઘણીજ કઢંગી અને દુઃખચારી થઈ પડી. કોમળ અને નિર્મળ કુમારિકા કુસુમની સુવાની રૂપ કુમળી વેલને નવપલ્લવ થવાના સમયમાં તેના મૂળમાં ચિંતા રૂપ ઉધેઈના જંતુઓએ પ્રવેશ કર્યો, પરંતુ ભણેલી હોવાથી સારાં પુસ્તકો વાંચી ધીરજ રાખી સહન કરતી. કાકીનાં મ્હેણાં ખાતી, વૃદ્ધ પિતાની ચાકરી ઉઠાવતી, નિયમ પ્રમાણે અફીણના કસુંબાની સામગ્રી તૈયાર કરી આપતી અને ઘરનું કામકાજ કરતી.

સદ્ભાગ્યે ચંદ્રમણિ નામે કુસુમની એક નિશાળની બેનપણી પરણીને પોતાના પતિ રસિકલાલની સાથે નગરમાં રહેતી હતી. ચંદ્રમણિ ઘણીજ માયાળુ અને સાદી હતી તેથી કુસુમ ઘણીવાર ચંદ્રમણિ પાસે જતી અને કોઇક વખત વાતના પ્રસંગે પોતાના દુઃખી હૃદયનો ઉભરો બહાર પાડી આરામ મેળવતી. આટલુંજ તેનું સુખનું કે હૃદય ખોલી

વાત કરવાનું સ્થાન હતું. રસિકલાલ થોડાક વખતથી અત્રેની મૅજીસ્ટ્રેટ કોર્ટમાં વકીલાતના ધંધા માટે આવેલા હતા અને તે પણ લાલભાઈની જ્ઞાતિનાજ પણ જુદા ગોળમાં હતા. રસિકલાલ સારા વકીલ તરીકે ગણાતા હતા.

મણિલાલ અને કુસુમનાં લગ્ન થયાં નહીં, લાલભાઈનું ઘર ન્યાત બહાર મુકાયું, માસિક દંડ રૂપીઆ પચાસનો ચડવા લાગ્યો, ન્યાતમાં ભિન્ન ભિન્ન ઝગડાઓ ઉભા થયા, પુણ્યશાળી પુરૂષોએ પવિત્ર દિવસોના સ્મરણાર્થે ન્યાત અને ધર્મના ઉદ્ધાર માટે માંગલિક ઉત્સવો કરવા માટે આપેલા પૈસા લાલભાઈને ન્યાત બહાર મુકીને જમણ જમવામાં વપરાવા લાગ્યા. કોણ પુછનાર? જાણે મીરખાં બારવટીઆને પકડી બહાદુરી મેળવી હોય તે પ્રમાણે મુછો ઉપર હાથ નાખી લાલભાઈના દ્વેષી જ્ઞાતિબંધુઓ બજારમાં દુકાને બેશી તડાકા લગાવવા લાગ્યા. ચડસમાં થોડી ઘણી ન્યાતો જમ્યા પરંતુ પૈસાની કોથળીનું મોં સાંકડું થયું અને પારકા પૈસાની જોખમદારી માથે આવવા માંડી કે જરા થોડો વખત જ્ઞાતિબંધુઓ શાંત રહ્યા.

આ પ્રમાણે બે ત્રણ વરસ વહી ગયાં. પછી શાંત પ્રસંગનો લાભ લઈ લાલભાઈએ એક યુક્તિ શોધી કાઢી. તેમની ન્યાતમાં કાળીદાસ નામે એક પ્રપંચી ખટપટી જ્ઞાતિબંધુ હતો તેને લાલચ આપી લાલભાઈએ ફોડયો, અને તેની મદદથી ન્યાતના માણસોને પક્ષમાં લેવા લાગ્યો. ન્યાતના શેઠ પણ લાલચથી લલચાયા અને પાણીમાં બેઠા. જેટલું કાળીદાસ પાણી પાય તેટલું પૂનમચંદ શેઠ પીએ. તેની સલાહથી શેઠે રાત્રે ન્યાત એકઠી કરી.

કાળીદાસ બધાને સમજાવવા લાગ્યો કે "જુઓ હવે લાલભાઈ થયો છે હઠીલો, તે તો ન્યાતની દરકાર કરતોએ નથી અને કરવાનો પણ નથી, નથી તેને છોકરો કે કન્યા લેવાની ગરજ પડે, આપણી ન્યાત પાસે પૈસો હવે નથી, દેરાસરનું દેવું પણ આપવાની શક્તિ નથી માટે જો આપણે નહીં માનીએ તો દંડના રૂપીઆએ ગુમાવીશું અને કન્યા પણ ન્યાતમાંથી ગુમાવીશું. એકડા બહાર કન્યા દેશે તો તમે શું કરશો ? શું ફાંસી દેશો કે દેશનિકાલ કરશો ? માટે જુઓ ચોપડો કાઢી સગપણ તોડવાની કલમ લાગુ કરો અને તે પ્રમાણે જે દંડ કરવો હોય તે દંડ, અને ચડેલો માસિક દંડ, તથા ન્યાતને અપમાન કર્યા બદલ દંડ એમ ત્રણ દંડ કાનપટી પકડી તેની પાસેથી લઈએ અને પછી સગપણ તોડવાની રજા આપીએ, કેમ પૂનમચંદ શેઠ, તમારો શો મત છે ? આમાં આપણને નુકસાનના બદલે ફાયદોજ છે."

પૂનમચંદ શેઠે જવાબ આપ્યો "કાળીદાસ, તમારૂં કહેવું બરાબર છે. ન્યાતનું માન જળવાશે, કાયદાનો અમલ થશે અને પૈસા એકઠા થવાથી ન્યાતનો ઉદ્ધાર થશે." બધાએ આ મતને ટેકો આપ્યો અને શો દંડ લેવો તે બદલ વિચાર કરવા લાગ્યા.

કાળીદાસે વચ્ચે કહ્યું "લાલભાઈને બોલાવો અને તેની હકીકત સાંભળી લો. તેમણે મને કહેલું છે કે ન્યાત બોલાવે ત્યારે આવવા તૈયાર છું. આપણે દેખાવમાં રીતસર કામ કરવું જોઇએ." તે પ્રમાણે પૂનમચંદ શેઠે લાલભાઈને બોલાવવા નોંતરીઆને હુકમ કર્યો. થોડીવારમાં

લાલભાઈ આવ્યો અને ન્યાત આગળ તેણે પોતાની હકીકત જાહેર કરી.

ન્યાતના શેઠે જવાબ આપ્યો "તમારી બધી હકીકત ન્યાતે ધ્યાનમાં લીધી છે માટે ન્યાત જે કરે તે તમારે કબુલ છે ને ?

લાલભાઈએ કહ્યું "ન્યાત જે કરે તે મારે કબુલ મંજુર છે."

પછી કરેલી સલાહ પ્રમાણે ન્યાતના શેઠ લાલભાઈને મોંડેથી ઠરાવ સંભળાવવા લાગ્યા, "જુઓ લાલભાઈ શેઠ, હવે ન્યાત તમારા ઉપર દયા કરે છે, તમે મણિલાલ સંબંધી જે વાત કહેતા હતા તે ન્યાતના જાણવામાં હવે આવી અને સોળેસોળ આના ખાત્રી થઈ, માટે ન્યાતના ચોપડાની કલમ લાગુ કરી સગપણ તોડવાની ન્યાત તમને રજા આપે છે અને તમને ન્યાતમાં લઇ પાવન કરે છે, પણ સાંભળો, તમારા બધા ગુન્હાઓના દંડ મળી કુલ પાંચ હજાર રૂપીઆ તમારી પાસેથી લેવાના ન્યાત ઠરાવે છે; કોઈ કોઈ તો દસ હજાર કહેતા હતા પણ ન્યાત દયા કરી તમારી સ્થિતિ અને મોભા ઉપર ધ્યાન આપી ફક્ત રૂપીઆ પાંચ હજાર લઈ જતા કરે છે, પણ એટલું તમારે ધ્યાનમાં રાખવાનું છે કે તમારી છોડીને આજથી એક વરસમાંજ આપણા એકડામાં આપણા કાયદા પ્રમાણે પરણાવવી પડશે. જો તેમ નહીં કરો તો ફરી ન્યાત બહાર મુકવામાં આવશે અને ન્યાત ઠરાવશે તે દંડ લેવામાં આવશે. બોલો, છે તમારે કબુલ ?"

લાલભાઇએ ન્યાતને પગે લાગી કહ્યું "ન્યાત માથાનો મુગટ છે, ન્યાતે જે કર્યું તે મારે કબુલ મંજુર છે. રૂપીઆ હું બે દિવસમાં ભરી જઈશ."

ન્યાતના શેઠે કહ્યું "રૂપીઆ ભરી જશો તે પછી સગપણ ફોક સમજવાનું છે; લાલભાઈ શેઠ, તમે સારા શુકન જોઈને આવ્યા કે ઝટ પાર આવી ગયો, ન્યાત તો મોટો મહાસાગર કહેવાય, પવન આવે કે તોફાન થાય, વચ્ચે ખડકના ડુંગર આવે કે આગબોટ અથડાઈ ભાગી જાય, માટે જાઓ ફત્તેહ કરો."

પછી લાલભાઇ ઉઠીને ઘેર ગયો, બીજા પણ ઉઠવા માંડયા, તેવામાં એક જણે ઉઠતાં ઉઠતાં વાંધો ઉઠાવ્યો કે "પેલા છોકરાના બાપ શાંતિલાલને બોલાવવો તો હતો! તે તકરાર કરશે તો શું કરીશું?"

ન્યાતના શેઠે જવાબ દીધો કે "તે કાંઈ ન્યાતનો માલીક નથી, ગરજ હોય તો કલકત્તા છોડીને નગરમાં આવીને રહે, ન્યાતને કાંઈ ગરજ નથી કે તેને કલકત્તે ખબર આપી તેડાવે, ન્યાત તો ગમે ત્યારે ગમે તે ઠરાવ કરી શકે; હવે ન્યાતને ખાત્રી થઈ કે છોકરો નાલાયક છે માટે ચોપડાની કલમ લગાડી દીધી. તેને ન પાલવે તો જાય કોરટમાં, રસ્તો ઉઘાડો છે, શું તેના છોકરા માટે ન્યાત ખરાબ થશે કે? ના ના, એ નહીં ચાલે, ઉઠો તેને કરવું હશે તે કરશે, ન્યાત જોઈ લેશે." આવી પૂનમચંદ શેઠની સિંહગર્જનાથી પેલો વાંધો ઉઠાવનાર બિચારો શાંત બની ગયો અને બધા વેરાઇ ગયા.

કબુલ કર્યા પ્રમાણે લાલભાઇએ દેવું કરી દંડની રકમ ન્યાતમાં બે દિવસમાં ભરી દીધી. થોડા દિવસ થયા કે સગપણ તોડવાની ન્યાતે રજા આપી છે એવી વાત કલકત્તે પહોંચી. શાંતિલાલે ન્યાતનો ઠરાવ વાંચી સોલીસીટરની સલાહ લઇ છાપામાં, ન્યાતના શેઠ પૂનમચંદને, લાલભાઈને, તમામ જ્ઞાતિબંધુઓને, અને જાહેર દુનિયાને લાંબી નોટીસ આપી દીધી કે "મારા છોકરા મણિલાલનું સગપણ લાલભાઇની છોડી કુસુમ સાથે ન્યાતના રીવાજ પ્રમાણે કરેલું છે માટે સદર છોડી સાથે કોઇએ લગ્ન કરવું નહીં, જે કોઇ કરશે તે તમામ બાબતનો જોખમદાર ગણાશે" થોડા દિવસમાં એવી મતલબની લાંબી નોટીસો છાપાંઓમાં પ્રસિદ્ધ થઇ, ન્યાતના શેઠ અને લાલભાઈ ઉપર પણ આવી, ઘેરેઘર નોટીસો વંચાઇ અને ન્યાતની ધમાલ પાછી જાગ્રત થઇ.

લાલભાઇને ન્યાતની ચિંતા મટી એટલે શાંતિલાલની ચિંતા ઉભી થઈ. કોરટની હોળીનો ભડકો પ્રકટ થયો. આવી ચિંતા અને મુંઝવણમાં તે બિચારો શરીરે સુકાતો ગયો. ઘરમાં નવી કાકી લડયા કરે કે "હવે કુસુમને ગમે ત્યાં પરણાવી વિદાય કરી ઘરમાંથી પાપ કાઢો. આવડી મોટી છોડી કયાં રાખી મુકું? મને તો શરમ આવે છે. મણિલાલ ગમ્યો નહીં તો મણિલાલ કરતાં સારો શોધી કાઢોને! નવો જમાઇ શોધી કાઢયો નહીં, અને જુનાથી બગાડી કોરટનો કજીઓ ઉભો કર્યો. હવે કયાં સુધી આમ ખરાબ થશો? મુઈ તમારી છોડી! હું પરણીને આવી છું ત્યારથી તમારી છોડીના પાપે કળ કરીને બેઠી નથી, પેટ ભરીને ખાધું નથી, ન્યાતમાં પહેરી ઓઢીને જમવા પણ

ગઈ નથી” આવા શબ્દોના પડઘાથી કુસુમ તો ઉભીને ઉભી બળી જતી; જીવ્યા કરતાં મરવું પસંદ કરતી અને પોતાની જીંદગી ઉપર બહુજ કંટાળો લાવતી.

આમ થોડા માસ વીત્યા પછી ન્યાતના શેઠ પૂનમચંદની વહુ મરી ગઈ. શેઠ બિચારા દુઃખી થયા. વૃદ્ધાવસ્થા હતી, વનમાંથી નીકળી સાઠની હદમાં પહોંચ્યા હતા. નાનાં મોટાં છ સાત છોકરાં હતાં પણ બધાંની સંભાળ લેનાર અને પોતાનો બોજ ઉપાડી લેનાર કોઈ નહોતું. ન્યાતના લોકો દિલાસો દેવા જાય અને બળતાને બાળે. થોડા માસ થયા કે પૂનમચંદ શેઠે પોતાના દિલોજાન દોસ્ત કાળીદાસને બોલાવી પોતાનો પરણવાનો વિચાર બહાર પાડયો.

કાળીદાસ હિંમત આપી કહેવા લાગ્યો “એમાં શું છે ? કન્યા લાવી આપું, મારા હાથમાં છે, હમણાં પકડું છું પેલા લાલભાઇ ડોસાને, તેની પાસે જઇ તેની છોડી કુસુમનેજ ઉપાડી લાવું તો કેમ ?”

પૂનમચંદે ખુશી થઈ કહ્યું “ હું પણ તને તેજ વાત કરવાનો હતો, તેને પ્રપંચ જાળમાં ફસાવ, ધમકી આપ, અને પૈસાની લાલચ બતાવ. તે કન્યા મળે તો મારો ડંકો થઈ જાય, ગામે ગામ મારૂં નામ થાય; દસ પંદર હજાર રૂપીઆ ખરાબ થાય તો જહાન્નમમાં ગયા, એરંડાના સટ્ટામાં વીસ હજાર મળ્યા છે તે નહીં મળ્યા સમજીશ, પણ આ વૈશાખ માસમાં હસ્તમેળાપ થાય તેમ કર; મને પેલા કલકત્તાવાળા ઉપર ખુબ વેર છે. તેની પાસે આપણે રૂપીઆ માગેલા તે આપ્યા નહીં તે તું જાણે છે, માટે વેર લેવાનો વખત આવ્યો છે. ગુમડું ફાટયું એટલે વૈદ્ય વેરી, પાછળથી

તે છટકી ગયો માટે તેના છોકરાનીજ કન્યા ઉપાડી બડી ધામધુમથી પરણ્યો."

કાળીદાસે મુછ ઉપર હાથ નાખી કહ્યું "શા ભાર છે ! જઈને કામ પાર પાડી આવું છું. પેલો કલકત્તાવાળો શાંતિલાલ પણ જાણશે કે પાછળથી પૈસાની કેવી ના પડાય છે ? તમે નિરાંતે રહો, નોટો તૈયાર રાખજો, કારણકે લાલભાઇને પૈસાની લાલચ આપ્યા શીવાય એકદમ ઠેકાણું પડશે નહીં; જુઓ સાંભળો, તે દેવાદાર થઈ ગયો છે માટે આવી સ્થિતિમાં તે લલચાશે. તમે ગભરાશો નહીં. હું એ ગોઠવણમાંજ રોકાઉં છું. હમણાં તમે મને પરચુરણ ખરચ માટે પાંચસો રૂપીઆ આપો" એમ તડાકો લગાવી પાંચસો રૂપીઆ લઈ કાળીદાસ ઘેર ગયો.

એક દિવસ લાલભાઈ ઘરમાં બેઠા હતા, નવી કાકીના ક્લેશનાં વ્યાખ્યાન ચાલી રહ્યાં હતાં, તેવામાં ટપાલવાળો રજીસ્ટર્ડ કાગળ આપી લાલભાઈની સહી લઇ ગયો. કાગળ ઉઘાડીને લાલભાઇ જુએ છે તો લેણદારની નોટીસ રૂપાઆ પાંચ હજાર વ્યાજ સાથે વસુલ લેવાની ધમકીની હતી. વાંચી લાલભાઇએ ઉંડો નિશાસો નાખ્યો "હજુ પાંચ હજાર તો ભરાયા નથી એટલામાં બીજા પાંચ હજાર ન્યાતનો દંડ ભરવા દેવા કર્યા છે. પ્રથમના લેણદારની નોટીસ પણ આવી ! ક્યાંથી લાવીશ ? શી વલે થશે ?" એમ મન સાથે વિચાર કરતો લમણે હાથ દઇને બેઠો.

એટલામાં પ્રપંચી કાળીદાસની સ્વારી આવી ચડી અને લાલભાઈને ઉદાસ દેખી બોલ્યો "કેમ લાલભાઈ કાકા ઉદાસ દેખાઓ છો ? કામ હોય તે ફરમાવો; જેમ

એક કામ તમારું પાર પાડયું તેમ બીજું કામ પણ પાર પાડી આપીશ, શરમ રાખી આશાથી પડદો રાખવો નહીં, એક બીજાનું કામ કરવું એ એક બીજાની ફરજ છે. તમે બતાવો તે મારે કરવું, અને હું બતાવું તે તમારે કરવું એમાં શી નવાઇ ?

લાલભાઈએ વાતને ટેકો આપી કહ્યું "વાહ ! એમાં શું ! એક બીજાનું કામ ન કરીએ તો આપણે કામના શા ? લો ભાઇ કાળીદાસ, આ નોટીસ વાંચો, આ બાબત કેમ કરવું ? સારૂં થયું કે તમે આવ્યા, નહીં તો બોલાવવા પડત."

કાળીદાસે નોટીસ હાથમાં લઈ વાંચીને કહ્યું "એમાં શું ? તેનો પણ ઉપાય છે, જુઓ સાંભળો, જેવો વખત; સમય જોઈને ચાલે તે ડાહ્યો, સત્યવાદીની પુંછડી થવામાં કાંઈ ફાયદો નથી, તમે નજરે જોયું ને ? ન્યાતમાં જ્યારે તમારા માટે મેં પ્રપંચજાળ પાથરી ત્યારે તમારો બેડો પાર ઉતર્યો. માટે સમયને ઓળખવો જોઇએ."

એટલામાં નવી કાકી જોડે આવીને ટાપસી પૂરવા લાગી "જુઓને કાળીદાસ ભાઈ, એ તો ક્યારના દિગ્મૂઢ થઇને બેઠા છે; તમે સમજાવો, મારૂં તો માનતાજ નથી, રોજ કુસુમ માટે ઝગડો ! શી મોટી વાત છે ?

કાળીદાસે કહ્યું "લાલભાઇ કાકા, ચાલો આપણે ઉપર એકાંતમાં બધી વાત કરી ખુલાસો કરીએ."

એમ કહી બંને જણ ઉપર ગયા. આડી અવળી વાતો કરી કાળીદાસ મુદ્દાની વાત ઉપર આવી ધીમે રહી લાલભાઈને કહેવા લાગ્યો "જુઓ તમારી એક મોટી મુંઝવણ

મેં કાઢી તેવી મારી એક મોટી મુંઝવણુ તમે કાઢો. મારી મુંઝવણુ સાથે તમારી આ બીજી મુંઝવણુ પણુ મટશે. પણુ તે તમારી મરજીની વાત છે."

લાલભાઈએ જણાવ્યું "જાઓ તમારૂં કામ કરીશ, તમે મારૂં કામ કરેલું છે એ હું કાંઈ ભૂલી ગયો નથી, જે હોય તે સુખેથી કહો."

કાળીદાસ કહેવા લાગ્યો "જુઓ હવે કુસુમ થઈ છે મોટી અઢાર વરસની, ન્યાતમાં બીજો વર નથી, તમારી એક વરસની મુદ્દત પણુ પૂરી થવા આવી છે એટલે તમને એ પણુ મુંઝવણુ હશે."

લાલભાઈએ વચ્ચે હુંકારો ભણ્યો "હા ભાઈ, એ પણુ ખરી વાત છે, ન્યાતના એકડામાં ચારે ખુણે તપાસ કરૂં છું પણુ કોઈ જડતું નથી."

કાળીદાસે કહ્યું "ત્યારે જુઓ, આપણી ન્યાતના શેઠ પૂનમચંદ રાંડયા છે, માટે હવે કોની રાહ જુઓ છો? ન્યાતનાં છોકરાં ન્યાતમાં વરે, તે કાંઈ ઘણો મોટો નથી, અમે બે સરખા જેવા છીએ, મને પાંત્રીસમું વર્ષ ગઈ દીવાળીમાં કાળી ચૌદશના દિવસે બેઠું અને તેને પાંત્રીસમું વર્ષ ગઈ હોળીમાં ફાગણુ સુદ પૂનમે બેઠું. કાળીચૌદશ ઉપરથી મારૂં નામ કાળીદાસ પડેલું છે અને ફાગણુ સુદ પૂનમ ઉપરથી તેનું નામ પનમચંદ પડેલું છે. એને એક મંદવાડ ગયા વરસમાં આવી ગયો તેથી શરીરે જરા એમ લાગે છે. જુઓ તેની પાસે પૈસો પણુ નગદ છે, હમણાં એરંડાના સટ્ટાના પાટીઆમાં ઘણો સારો હાથ પડયો છે, ખાનદાન અને કુળવાન ઘર છે તે સો તમે મારા કરતાં

વધારે જાણો છો; માટે હવે કોઇને પુછ્યા શીવાય મારી સલાહ પ્રમાણે કુસુમને તેની સાથે પરણાવી દો એટલે બધું પતી ગયું; અને જો તમારી મરજી કાંઇ લેવાની હોય તો તે પણ કહો. એટલે લેણદારોની નોટીસોની આપદાઓ અને ઉઘરાણીઓમાંથી મુક્ત થઇ નિરાંતે પ્રભુભજન કરો."

આ સાંભળી લાલભાઇએ કહ્યું "હું તો સમજ્યું છું કે તે તો મારી ઉમરનો સાઠ વરસનો હશે! તેથી મારૂં દિલ પાછું હઠતું હતું; ઘરમાંથી તો મને કહ્યું હતું કે 'તેની સાથે કુસુમને આપો' પણ હું તો તેને લડયો અને કહ્યું કે 'એવડા મોટા વરને દેવાય ? ત્યારે જવાબમાં મ્હેણું માર્યું કે' તમે ઘરડા થઇને મને પરણ્યા તેનું શું ?"

કાળીદાસે હશીને કહ્યું "નવી કાકીએ શી વાત ખોટી કરી ? પણ લાલભાઈ શેઠ તમે ભૂલો છો, પૂનમચંદ શેઠ તમારી ઉમરનો નથી. તમારી ઉમરનો શેઠ તો તેનો મોટો ભાઇ ઉત્તમચંદશેઠ; તે તો ક્યારનો મરી ગયો છે. પૂનમચંદ શેઠ તો નાનો છે, હોંશીઆર છે, જુઓને તમારો કેસ કેવો ઉડાડી માર્યો ? બધા ટેં ટેં કરતા રહ્યા અને ફેંસલો સંભળાવી દીધો કે 'જાઓ સગપણ તોડવાની છુટ છે.' વળી જુઓ, તમે હવે ઘરડા થયા છો, આંખે પણ મોતીઆના લીધે હમણાં ઓછું દેખાતું હશે, અફીણનું બંધારણ, એટલે તમારે હવે બધી બાબતનો વિચાર કરવાનો છે; માટે આવી સ્થિતિમાં ન્યાતનો શેઠ વગવાળો અને પૂરા પૈસાવાળો જમાઇ મળી આવે તો તેને અંધાની લાકડી અને નિરાધારનો આધાર સમજું છું. આખા ઘરની અને કુટુંબની સંભાળ રાખશે; માટે આવું ઠેકાણું ફરી ફરી મળશે નહીં.

ઉમર માટે જરા પણ શંકા કે વાંધો નથી, બરાબર ખાત્રી કરી છે. કુસુમબેનને અઢાર વરસ અને પૂનમચંદ શેઠને પાંત્રીસ વરસ! કેવું સરખેસરખું જોડું! કુસુમબેન જેમ ભણેલી અને ચાલાક છે તેમ પૂનમચંદ પણ બાહોશ અને બત્રીસ લક્ષણુવાળા છે. માટે તમે કહો તો કાલે સવારે તમારી વતી હું શેઠના ઘેર જઈ ધામધુમથી ચાંલ્લો કરી રૂપીઓ આપી સગપણ કરી આવું, બોલો, શી મરજી છે?"

લાલભાઈએ જવાબ આપ્યો "પણ શાંતિલાલે પેલી મોટી લાંબી બે હાથની નોટીસ છપાવી છે અને મારા ઉપર પણ મોકલી છે તેનું શું થશે?"

કાળીદાસે ખુલાસો આપ્યો "તેમાં તમને શો ઉજાગરો છે? તે તો બધું પરણુનારના માથે જોખમ છે. શેઠ ઘણાએ ફોડી લેશે, તેની આપણે જરા પણ ચિંતા કરવાની નથી. પૂનમચંદ શેઠ તો શાંતિલાલને, ન્યાતને, વકીલને અને સરકારને પણ પી જાય તેવો છે."

આ પ્રમાણે વાત થતી હતી તે બધી નવી કાકી દાદરની સીડી ઉપર બેઠી બેઠી સાંભળતી હતી અને રખેને હવે વિલંબ થશે તો વાત તુટી જશે એમ ધારી ઉપર જઈ કાળદાસને કહેવા લાગી "લો આ રૂપીઓ, એ ન આપે તો હું આપું છું; જાઓ અમારી તરફથી એને ચાંલ્લો કરી સગપણ કરી આવો; બીજો કોણ ન્યાતનું જોખમ વહોરી એમની મોંઘી લાડકવાઈ દીકરીને પરણવા આવશે? એમની બુદ્ધિ તો હવે સાઠે વરસે નાસવા માંડી છે. સીધી વાત ગળે ઉતરતી નથી. ન્યાતનો ઝગડો કોણ ઉપાડી શકે તેમ છે?"

કાળીદાસે મશ્કરીમાં કહ્યું "નવી કાકી, તમે પણ બહુ જબરાં જણાઓ છો; અમારી બધી ખાનગી વાતો દાદરમાં બેશીને તમે સાંભળી લીધી જણાય છે."

નવી કાકીએ જવાબ આપ્યો "કેમ ન સાંભળું ? કોઈના બાપની ચોરી છે ? હું જાણતી હતી કે લગ્નની વાતો શીવાય બીજું શું હશે ?

લાલભાઈ તો બિચારો સ્તબ્ધ બની ગયો; તેની દલીલો, તેના વિચારો, બધુંએ વ્હેર મારું ગયું અને છેવટે નિશાસા નાખી કહ્યું "ભાઈ તમને બધાંને સુઝે તેમ કરો. જો ઉમરમાં નાનો હોય તો સગપણ કરો, અને ચાંલ્લો કરી રૂપીઓ આપી આવો; પણ જો જો, પેલુ કાંઇ કાળું ધોળું કરશો નહીં. કન્યાવિક્રય કરવો નથી, એ કાળી ટીલી મારે લેવી નથી. હું વેચાઈ દેવું આપીશ."

નવી કાકી બોલી "કાળીદાસભાઈ, તે તો તેમની મરજી ! હું ક્યાં કહું છું કે પૈસા લેવા ? પણ ભીખ માગતા થઈ અમને ભીખ માગતાં કરશે, કોરટમાં દાવા થશે, ઘર લીલામ થશે, પણ અત્યારે આવેલા વખતનો લાભ નહીં લે. એમાં શાની કાળી ટીલી છે ? મારા બાપે કર્યું તેમ તે કરે તો શું બગડી ગયું ? જે લીધા તે ખરા. એક બાજુએ આપી બીજી બાજુએ લેવાના છે. ક્યાં ઘરમાં રહેવાના છે ?"

કાળીદાસે કહ્યું "મરજી હોય તો પાંચ હજાર ગણી આપું, અને તે વળી આગળથી. આ નોટીસો બોટીસોનો નિકાલ થઈ જાય, બીજા રૂપીઆ દેવા કર્યા છે તે મારા સમજવામાં છે. મારા સગાને ત્યાંથી ઉપાડી ન્યાતના દંડમાં ભર્યા છે તે પણ ન્યાતના શેઠની સાથે સંબંધ થવાથી

ધ્યાનમાં લેવાશે; અને લાગ આવેથી પાછા પણ અપાશે. કેમ સમજ્યું કાકી, સમજ્યાંને ? એક કામથી ત્રણ કામનો નિકાલ થઇ જાય છે અને ભવની ભાવટ ભાગે છે. એક તો છોડી સારા ઘેર ઠેકાણે પડે છે, બીજું એ કે ન્યાતનો ઝગડો ન્યાતના શેઠના ઘેરે ઉતરે છે અને ત્રીજું એ કે આ નોટીસનું દેવું પતી જાય છે. બાકીના દેવાનું પરણ્યા પછી જોઈ લેવાશે. કેવું સો મણ રૂની તળાઈમાં સુવાનું બતાવું છું ? ”

આ પ્રમાણે પ્રપંચી કાળીદાસનાં વચનો સાંભળી નવી કાકી બોલી “ જાઓ તમે કરતા હો તેમ કરો, હવે એમને પુછવાની જરૂર નથી ” એમ કહી રૂપીઓ કાળીદાસના હાથમાં આપ્યો. “ જાઓ ઉઠો શૂકન જોઈ સગપણ કરી આવો ” એમ આગ્રહ કરી કાળીદાસને ઉઠાડયા. તેની પાછળ નવી કાકી તરતજ નીચે ઉતરી, અને છાની રીતે કાળીદાસને કહેવા લાગી “છો તે ના કહેતા, જરૂર સાત હજાર લેવાના ઠરાવજો. પાંચ હજાર તો હમણાં સગપણ સાથેજ લેવાના અને બે હજાર લગ્નના દિવસે. દાગીના અને જે ન્યાત વ્યવહાર હોય તે જુદો સમજવાનો છે. રકમ ઘરમાં આવે એટલે ઉઘરાણીઓ આવતી મટે અને ઘરમાં કળ કરીને બેશીએ. મને છાની રીતે આપી જજો, પેલી છોડી પણ જાણે નહીં. પણ જો જો, સાત હજારમાં એક પાઈ પણ ઓછી કરશો નહીં. નોટો લાવજો. રોકડા કલદાર લાવશો નહીં. કારણ કે કલદારના ખખડાટથી વાત જાહેર થાય. ”

કાળીદાસ આવેલો સમય શું કરવા ચુકે અને શા માટે શહ જુએ ? ત્યાંથી નીકળી પાંસરો પૂનમચંદ શેઠને ત્યાં ગયો. શેઠ તો કાળીદાસની માળાજ જપતા હતા. કાળી-

દાસને દેખી શેઠ હાકું ફાડી આતુરતાથી પુછવા લાગ્યા "કેમ કાળીદાસ ?"

કાળીદાસે હસતા મોંડે તાળી આપીને કહ્યું "પૂનમચંદ શેઠ, કામ પાર, ફત્તેહનો ડંકો; બોલાવો ન્યાત ભાઈઓને. પણ આપણે તે પહેલાં એકાંતમાં વાત કરી લઈએ તો ઠીક" એમ કહી બંને જણ ઉપર ગયા.

વાતોના તડાકા લગાવી પૂનમચંદને મોહજાળમાં ફસાવી ધીમે રહી કાળીદાસે જણાવ્યું "જુઓ દસ હજાર રૂપીઆ આપવા નક્કી કર્યા છે. છ હજાર હમણાં અત્યારે, અને ચાર હજાર લગ્નના દિવસે; પણ જુઓ, આ વાત આપણે બેજ જણ જાણીએ. જો આ વાત બહાર પડી તો લાલભાઇ ફાંસો ખાઇને આપઘાત કરશે અને સરકાર તમને પકડશે માટે વાત પેટમાં ગળી જજો. અત્યારે મને ફક્ત છ હજાર આપો. હું તેને આપી આવીશ. તમે ન્યાત ભાઈઓને કરો ભેગા. જુઓ ચાંલ્લાનો રૂપીઓ પણ લેતો આવ્યો છું. રૂપીઓ આપી ચાંલ્લો કરી સગપણ કરે એટલીજ વાર છે. કેમ શેઠ ? કાંઇ પણ બાકી રાખ્યું છે ?" એમ કહી કાળીદાસે ખડંગ લઇ રૂપીઓ ખખડાવ્યો.

પૂનમચંદશેઠ તો ચાંલ્લાનો રૂપીઓ દેખી ખુબ હરખાયા અને હરખમાં ને હરખમાં છ હજાર રૂપીઆની નોટો કાળીદાસને ગણી આપી અને ખુશાલીમાં પાંચસોની નોટ બક્ષીસ તરીકે આપી. કાળીદાસે ગણી ખીસામાં મુકી દીધી અને બંને જણ નીચે આવ્યા. શેઠે ગુમાસ્તાને મોકલી ન્યાતના ભાઇઓને એકઠા કરવાની તજવીજ કરવા માંડી. થોડીવારમાં સગાસંબંધીઓ ભેગા થઇ ગયા અને લાલ-

ભાઇની વતી કાળીદાસે પૂનમચંદને ચાંલ્લો કરી રૂપીઓ આપી તેમની સાથે કુસુમનુ સગપણુ કર્યું.

વાત વીજળીની માફક આખા નગરમાં ફેલાઈ ગઈ કે લાલભાઈની છોડી કુસુમનું સગપણુ પેલા ઘરડા પૂનમચંદ વેરે થયું, છોડીને કૂવામાંથી કાઢી તળાવમાં નાખી. અમલદારો તથા વકીલમંડળમાં પણ વાત ચર્ચાઈ અને બધા કુસુમની દયા ખાવા લાગ્યા. જેઓ લાલભાઈની હિંમતને વખાણુતા હતા તે પાછા તેમના આ કાળા કૃત્યથી વખોડવા લાગ્યા.

વકીલ રસિકલાલ ઘેરે જઈ પોતાની સ્ત્રી ચંદ્રમણિને દિલગીરી સાથે કહેવા લાગ્યો “ તારી બેનપણી કુસુમબેનનું સગપણુ પેલા ન્યાતના ઘરડા શેઠ પૂનમચંદ સાથે આજે થયું તે તેં જાણ્યું ? લાલભાઈએ ઘણુંજ ખોટું કર્યું, હું તો તેને ધન્યવાદ આપતો હતો કે ન્યાતની સામે થઈ પ્રથમનું સગપણુ ફોક કરાવી છોડીને બીજા સાથે પરણાવવાની ન્યાતની તેણે રજા મેળવી; પણ તેણે આ શું કર્યું ?”

ચંદ્રમણિ બોલી “ મેં હમણાં જ્યારે શેરીનાં બૈરાંના મોંડે એવી વાતો સાંભળી ત્યારે હું તો માનતી નહોતી, પણ તમે કહો છો ત્યારે હવે તે વાત ખરી હોવી જોઇએ. બિચારી કુસુમ બપોરના તો આપણે ત્યાં આવી હતી, ઘણીવાર સુધી બેઠેલી હતી પણ તે સંબંધી ઉદ્ગારો તેના મોંડેથી સાંભળ્યા નહોતા. તે નહીં જાણુતી હોય, અગર શરમના લીધે બોલી નહીં હોય ! તેનું કમભાગ્ય છે ! મા મરી ગયા પછી તે બિચારી શાંતિથી બેઠી નથી.”

રસિકલાલે કહ્યું “ દિન દસ બાર પછી તો લગ્ન છે.”

આ સાંભળી ચંદ્રમણિ આંખમાં આંસુ લાવી બોલી "આવું લગ્ન અટકી ન શકે ? કાયદાનો આશ્રય મળી શકે તેમ નથી ?"

રસિકલાલે જવાબ આપ્યો "બની શકે, પણ કુસુમમાં હિંમત જોઈએ."

ચંદ્રમણિ બોલી "તેનામાં હિંમત ન હોય તો આપણે હિંમત આપી આવું પરોપકારનું કામ કરી કસાઈવાડેથી ગાય છોડાવવી જોઇએ. આવા કેસ નહીં ઉપાડો તો પછી કેવા કેસમાં બુદ્ધિનો ઉપયોગ કરશો ? આપણી ન્યાતના લોકો આવી રીતે એક માણસને સપડાવી દબાવી ત્રાસ આપી, તેની પાસેથી કોમળ ફુલ જેવી ખીલેલી કુમારિકાને પકડી કાંટામાં ફેંકી દે અને તમારા જેવા કાયદાના હીમાયતી જોઈ રહે તે શું પરમદયાળુ પરમેશ્વર સહન કરશે એમ માનો છો ?"

ચંદ્રમણિના આવા શબ્દો સાંભળી રસિકલાલની આંખમાં પણ આંસુ ભરાઈ આવ્યાં અને બોલ્યો "તુ કુસુમને મળ, અગર તેને અહીં બોલાવ; પેલી કર્કશા તેની સાવકી મા જાણે નહીં, અગર તો તુ તેની સાવકી માના વિચારને મળી તેની હાએ હા કરી કુસુમની સાથે વાત કરી કુસુમને બોલાવી લાવ."

કાળીદાસ પૂનમચંદ સાથે કુસુમનું સગપણ કરી પાછો રાત્રે પાંચ હજારની નોટો લઇ લાલભાઇના ઘેર ગયો. લાલભાઈને શાબાશી આપી કહેવા લાગ્યો કે "કામ ફત્તેહ ! આખા નગરમાં તમારૂં ઘણુંજ સારૂં કહેવાયું; બધા ન્યાતભાઇઓ કહેવા લાગ્યા કે લાલભાઇ શેઠને તરવાર ઉગામતાં-

એ આવડી અને પાછી મ્યાનમાં ઘાલતાં પણ આવડી. તમારૂં માન ન્યાતમાં ઘણુંજ વધ્યું છે અને હું તો એમ સમજું છું કે હવે કુલ આખી ન્યાત તમારા હાથમાં આવી ગઈ. ન્યાતના શેઠ તમારા જમાઈ, પછી બાકી શું ? ! પણ હવે લગ્નની શરૂઆત કરો. જોશીને બોલાવો, કંકુત્રીઓ છપાવો અને વહેંચાવો; દેશપરદેશ રવાના કરો, ઘર રંગાવો, સગાંવહાલાંને અત્યારથી તેડાવો, માંડવો બંધાવો અને કુસુમબેનને પરણાવી મનના કોડ વૃદ્ધાવસ્થામાં પૂરાકરી દુનિયાનો લ્હાવો લો. ”

એટલામાં તો નવીકાકીએ “ આવો, કાળીદાસભાઈ ” એમ કહી બોલાવી જોડેના ઓરડામાં લઈ જઈ કહ્યું “ ઠીક કરી આવ્યા પણ પેલા સાત હજારની વાતનું શું કર્યું ?”

કાળીદાસ તરતજ ખીસામાં હાથ ઘાલી નોટો કાઢી કહેવા લાગ્યો “ તે વાત તો ભૂલી ગયો નથી, લો રૂપીઆ પાંચ હજારની નોટોના ફકડા નંગ પાંચ કોરા કડકડતા છે. હમણાં તાજી મુંબઇથી આવી છે, સંભાળીને મુકજો. બાકી બે હજાર રહ્યા તે લગ્ન વખતે ગણી લેજો. મારા ગળામાં આવ્યા. કેમ બોલેલા વચનમાં ફેર પડયો છે ? ”

નવી કાકી તો નોટો જોઇ ખુશ થઇ ગયાં અને ધીમા સાદે કાળીદાસને ઈસારો કર્યો કે “ ડોસા જાણે નહીં, તે તો સત્યવાદી છે, એટલે જો કદાચ જાણે તો પાછું નવું ધતીંગ ઉભું કરે. આપણે બે જાણીએ. ”

“ તમે હવે નિરાંતે રહો અને લગ્નની ધામધુમ કરો ” એમ ધીમા સાદે શબ્દો બોલતો કાળીદાસ અંદરથી બહાર આવ્યો અને પોતાના ઘેર ગયો.

કાળીદાસના અને સાવકી માના આ કાળા કાવત્રાએ કુસુમનું હૃદય બાળી નાખ્યું. વાત બરાબર સમજી ગઈ. મા સાંભરી આવી અને આંખમાંથી દડદડ આંસુ ખરવા લાગ્યાં. નવી કાકીએ તો ઘરમાં છુટથી વાતો કરવા માંડી કે કુસુમનું સગપણ કર્યું અને થોડા દિવસમાં લગ્ન લઈશું, આમ કરીશું, તેમ કરીશું, એમ હાલમેલ કરી કુસુમને સંભળાવવા લાગી. કુસુમની મુંઝવણનો પાર રહ્યો નહીં. બીજા દિવસે જોશી આવ્યા, વૈશાખ સુદ ૧૫ નું લગ્ન જોશીએ કાઢી આપ્યું, કંકુત્રીઓ છપાઇ, લખાઈ અને લગ્નની ધામધુમ થવા લાગી.

સગપણ થયે ત્રણ ચાર દિવસ થયા પણ કુસુમ ચંદ્રમણિને મળી નહીં, તેથી ચંદ્રમણિ બપોરના કુસુમની પાસે ગઇ અને પ્રથમ તેની નવી કાકી સમજુબાઇને મળી અને લગ્નની વાતમાં ભાગ લેવા લાગી. ચંદ્રમણિ સમય સાધી તેની વાતની વ્હેલમાં ચડી બેઠી અને જે થયું તે સારૂંજ થયું છે એમ કહી તેમની વાતને પુષ્ટિ આપી ખુશી કરવા માંડી. એક કાવએ કહ્યું છે કે—

"સભા સોહંતું બોલીએ, જેમ રીઝંતો રાય,
કીડીએ કુંજર ગળ્યો તો કહીએ હાજી હા."

આ પ્રમાણે વાત કરવાથી ધારેલો હેતુ બર આવે છે. ચંદ્રમણિ તે ધોરણે વાત કરી સમજુબાઇનો વિશ્વાસ અને પ્રીતિ સંપાદન કરી શકી. બીજી વાતોમાં વચ્ચે પ્રસંગ મેળવી ચંદ્રમણિ કુસુમને જરા મશ્કરીમાં કહેવા લાગી " અરે કુસુમબેન, તારૂં અહીં શું કામ છે ? કામ કરનારાં કરશે. મેં તો તારી બે ત્રણ દિવસ સુધી રાહ જોઈ પણ તું તો મારે ત્યાં આવીજ નહીં. ઘણું કામમાં પડી હોય એમ

જણાય છે. મારા લગ્નમાં મેં તો કાંઈ પણ કામ કર્યું નહોતું, તારા લગ્નના કામની તને ફીકર હોય ? તારા માથે તો તારાં સમજુ કાકી તારી માની બરાબર છે, તે બધું કામ કરે તેવાં છે. માટે ચાલ આજે અત્યારે મારે ત્યાં, હું તો તને ખાસ તેડવા માટેજ આવી છું. વાતો કરીશું, ચાપાણી પીશું, પછી પાછી આવજે." એમ કહી હાથ પકડી ઉભી કરી.

નવી કાકીએ કહ્યું "હા હા ચંદ્રમણિ બેન ! લઈ જાઓ ! તે તો બાળક છે. તેને વળી તેના લગ્નનું કામ સોંપાતું હશે ?"

કુસુમને લઈ ચંદ્રમણિ પોતાના ઘેર આવી. એકાંત સ્થળે ઓરડામાં ચંદ્રમણિ કુસુમને લઈ જઇ એક કોચ ઉપર બેસાડી. કુસુમ કેટલોક વખત ઉંધું ઘાલી શાંત બેશી રહી. ઘણા વખતથી ભરાઈ ગયેલું હૃદય મર્યાદા મુકી ઉભરાઇ ગયું અને ડુસકાં નાખી રડવા લાગી. થોડા વખત પછી ચંદ્રમણિ ધીરજ આપી કહેવા લાગી "કુસુમ, કુસુમ, આ શું કરે છે ? હું જાણું છું કે તારૂં હૃદય ભરાઇ ગયું છે, પણ બેન હવે ક્યાં સુધી ? હું તને હિંમત આપવા અને તારા દુઃખમાંથી છોડાવવા માટે અહીં લાવી છું. આજે રજા છે, તારા વકીલભાઈ ઘેરે છે અને તેમના આગ્રહથીજ હું તને તેડવા આવી હતી. માટે ધીરજ રાખ.

એટલામાં રસિકલાલ બાજુના ઓરડામાંથી આ ઓરડામાં આવ્યો. કુસુમની આંખો આંસુથી ભરાયેલી જોઇ રસિકલાલનું અંતઃકરણ દયાની લાગણીથી ભીંજાઈ ગયું અને બોલ્યો "કુસુમબેન, હવે ન રડો, તમારી જીંદગી અમે નહીં બગડવા દઇએ; હું તનતોડ મહેનત કરીશ અને

મને ખાત્રી છે કે આપણે ફત્તેહ મેળવીશું, પણ જરા ધીરજ રાખી શાંતપણે વાત કરો તો અમને કામ કરવું ફાવે, તમારા માટે બધાંની લાગણી છે. તમારો કેસ અમો પાર પાડીશું માટે હિંમત રાખો."

આવા શબ્દોથી કુસુમના મનમાં ધીરજ આવી અને શાંત થઈ, રૂમાલથી આંખો લોહી નાખી સાફ કરી, ચંદ્રમણિએ પાણી લાવીને પાયું. આડી અવળી વાતો કરી કુસુમના વિચાર કેવા પ્રકારના છે તે મુદ્દાપર વાત કરવા લાગ્યાં; પણ કુસુમ શરમના લીધે બોલી શકી નહીં, તેથી તે કામ રસિકલાલે ચંદ્રમણિને સોંપી પાસેના દિવાનખાનામાં જઈ સંભળાય તેવી રીતે આરામ ખુરશી ઉપર બેઠો.

થોડીક વાર થઈ કે ચંદ્રમણિએ તે વાત કુસુમ આગળ છેડી અને તેને કહેવા લાગી " કુસુમ સાંભળ, આવેલી આપત્તિ વખતે ધૈર્ય રાખી કામ ન કરીએ તો દુઃખ વધારે સહન કરવું પડે છે. "ઘણાં કષ્ટકાળે ઘણું ધૈર્ય ધારો," એ તું ભણી ગઈ છે તેનો ઉપયોગ શા માટે કરતી નથી? મેં તને અત્યારે તારા વકીલભાઈના કહેવાથી બોલાવી છે, તે તો તને રૂબરૂમાં પુછી તારો ખુલાસો લેવા માગતા હતા, પરંતુ તેં ઉત્તર ન આપ્યો અને શરમાઇ તેથી તે બાજુના ઓરડામાં બેઠા છે; તારો કેસ અમે હાથમાં લેવાના છીએ, અને જો તું અમારી સલાહ પ્રમાણે ચાલે તો આ સગપણ રદ કરાવીએ. ન્યાતવાળા પાસેથી દાદ મળી શકે તેમ નથી, કારણ કે તે તો ચડે ઘોડે છે, કોઈનું માને તેવા નથી, પ્રપંચી લોકો છે માટે સરકારની મદદ મેળવીશું તોજ ફાવીશું. તારા માટે અમે બંને જણ પ્રાણ આપવાને તૈયાર

છીએ. અમે તો જ્યારથી આ સાંભળ્યું છે ત્યારથી અમારા પેટમાં તેલ રેડાયાં છે. કળ પડતી નથી અને તારા વકીલભાઇએ તારી વતી લડવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. જો તારી ઇચ્છા આ સગપણ તોડવાની હોય તો કાગળ ઉપર સહી આપ, અમે લડીશું. કેમ, કુસુમ શી મરજી છે ? હવે શરમ કોરે મુકી દે, શરમ રાખવાનો આ વખત નથી."

આ સાંભળી કુસુમ બોલી "તારી મરજીએ મરજી; કાગળ તૈયાર હોય તો અત્યારેજ સહી આપું. હું તો જીંદગીથી કંટાળી છું, મારા બાપની દયાજનક કઢંગી સ્થિતિ ! કાકીનો ત્રાસ ! સગપણના ભવાડા ! આ બધું કોના માટે ? મારા માટેજ. હુંજ દુનિયામાંથી ચાલી જાઉં તો પાર આવે. બેન ચંદ્રમણિ, તું આજે મને તેડવા ન આવી હોત તો હું તારી પાસે આવવાની નહોતી; અને અઠવાડીયામાં તું મારા સંબંધી કાંઈ નવા જુની સાંભળત. મને જીવવું બીલકુલ પસંદ નથી. માત્ર મારી ખાતરજ મારા બાપને ન્યાત તરફથી શું શું ભોગવવું પડે છે તે હું સહન કરી શકતી નથી. મારી મા મને તેની સાથે સ્મશાનમાં લઈ ગઇ હોત તો કેવું સારૂં !" એમ કહી પાછી રડવા લાગી.

ચંદ્રમણિએ જણાવ્યું "આમ સંભારીને રડે તે ઠીક નહીં. હવે તો આપણે દુઃખમાંથી છુટવાનો રસ્તો હાથમાં લીધો છે. આમ જીંદગી ઉપર કંટાળો લાવવો નહીં." એમ કહી ચંદ્રમણિ રસિકલાલે તૈયાર કરેલો અરજીનો કાગળ અને વકીલાત પત્ર લઈ આવી, અને કલમ ખડીઓ લાવી સહી કરવા તેની આગળ મુકયાં ને કહેવા લાગી "કુસુમ, વાંચી બંનેમાં સહી કર."



કુસુમબેન, તમારે હવે કાંઇ કરવાનું નથી; જુઓ આટલી તમને સૂચના આપું છું કે આપણા પ્રાંતના સુબા આવીને પુછે તો આ અરજીમાં જણાવેલી હકીકત જાહેર કરવી. (પાન ૩૩). [ચિત્રકાર— રા. રવિશંકર રાવળ.]

કુસુમ ધીરજ રાખી અરજી વાંચવા લાગી. વાંચી ઉદ્દગાર કાઢયા " આવા ન્યાતના પ્રપંચી વાતાવરણમાં પણ પરમેશ્વર અદ્રશ્ય રહી દેખાવ આપે છે, કુસુમની દયાની ખાતર કોઈના હૃદયમાં ઉતરે છે. " એમ કહી કલમ હાથમાં પકડી બંનેમાં પોતાની સહી કરી. આથી તેના હૃદયમાં હિંમત આવી, નસોમાં નવું લોહી વહેવા લાગ્યું અને બોલી " બેન ચંદ્રમણિ, આ અરજીમાં મારૂં હૃદય કયાંથી ચીતરાયું છે? મારી માગણીની તમને શી ખબર પડી?"

આ શબ્દો સાંભળી રસિકલાલ દિવાનખાનામાંથી ઉઠી કુસુમ પાસે આવી બોલ્યો " કુસુમબેન, તમારે હવે કાંઈ કરવાનું નથી, જુઓ આટલી તમને સૂચના આપું છું કે " આપણા પ્રાંતના સુબા સાહેબ આવીને પુછે તો આ અરજીમાં જણાવેલી હકીકત જાહેર કરવી; મેં બધું તમારી ભાભીને સમજાવેલું છે તે તમારા ઘેર લગ્નના દિવસે આવશે, તમારી સાથે બેનપણી તરીકે રહેશે, લગ્નની ક્રિયામાં ઉપરથી ખોટો ભાગ લેશે. તમારે માત્ર તેની સૂચના પ્રમાણે કામ કરવાનું છે. તમારો હસ્તમેળાપ થતા પહેલાં અમે આવીશું અને લગ્ન અટકાવીશું, માટે હવે તમારે નિર્ભય રહેવું. આખું વકીલ મંડળ આપણી મદદમાં છે. અધિકારી મંડળની સહાનુભૂતિ છે. તમારે જરા પણ ડરવું નહીં. આણી ચુકયો સો વરસ જીવે. હવે કાંઈ પણ ખોટા વિચારો મનમાં લાવશો નહીં, પરમેશ્વર ઈચ્છાએ બધું સારૂં થશે." રસિકલાલના આવા દિલાસાના અને હિંમતના શબ્દો સાંભળી કુસુમ શાંત થઇ, મનમાં ધીરજ આવી અને થોડીવાર પછી તે પોતાના ઘેર ગઈ.

ન્યાતના શેઠ તો મનથી મલકાતા મલકાતા બજારમાંથી ઘેર અને ઘેરથી બજારમાં, જાણે બહાદુરી કરી હોય તેમ સોનાનો કંદોરો, ગળામાં બે કંઠીઓ, હાથે પ્હોંચી પહેરી જા આવ કરવા લાગ્યા. સોનાનો કંદોરો લોકોની નજરમાં ખાસ આવે એટલા માટે તો પૂમનચંદશેઠે અંગરખું પહેરવું બંધ કર્યું; પ્હોંચી દેખાડવાની ખાતર તો કબજાની બાંય જરા ચઢાવેલી રાખતા હતા, કંઠીઓ પ્રકાશમાં આવે તે માટે તો કબજાનાં ઉપરનાં બટણ ભરાવતાજ નહીં, ધોળી મૂછો ઉપર કલપનો કાળો રંગ છવાઈ ગયો. હવે લગ્નનો એકજ દિવસ બાકી રહ્યો કે કાળીદાસ પૂનમચંદશેઠના ઘેર ગયો અને એકાંતમાં જઇ તેને કહેવા લાગ્યો " કુલ રૂપીઆ દસ હજાર લાલભાઇને આપવા નક્કી કર્યા છે તે તમે સારી રીતે જાણો છો, તે પેટે છ હજાર તો તમે આપ્યા છે તે તેમને આપી આવેલો છું. બાકી રૂપીઆ ચાર હજાર આપવાના છે, વળી ત્રણ હજાર પેલા શાંતિલાલને દાટવા પડશે; કારણ કે તેનું મન મનાવ્યા વિના છુટકો નથી તેના વકીલની નોટીસ તમે જોઈ છે ? છાપામાં મોટી લાંબી અરધા પાનામાં ભરેલી છે. વાંચી વાંચીને રૂવાટાં ઉભાં થાય તેવી છે. છેવટે લખ્યું છે કે કુસુમને જે કોઈ પરણશે તે દરેક રીતે જોખમદાર ગણાશે, માટે સગપણ તોડયાના અંગે જે જે તેને નુકસાન થયું છે અને હવે પછી ભવિષ્યમાં થશે તે, તથા છોકરાને બીજી કન્યા લાવવામાં જે ખરચ થશે તે એમ તમામ ખરચની જે જોખમદારીની વીગત છાપામાં જણાવી છે તે બધી જોખમદારી તમારા માથે આવે છે. સમજ્યા શેઠ ? વળી યાદ કરો, આપણે શાંતિલાલના પૈસા ખાઈ

તેના પક્ષમાં ઉભા રહી પેલા લાલભાઇનો દંડ રૂપીઆ પાંચ હજાર કર્યો. પાછળથી આપણે બીજા રૂપીઆ શાંતિલાલ પાસે માગ્યા તે તેણે આપવાની ના પાડી એટલે આપણે શાંતિલાલનો પક્ષ છોડી લાલભાઇના પૈસા ખાઈ તેનો પક્ષ ઉપાડયો અને સગપણ ફોક કરાવ્યું. જ્યારથી સગપણ તોડવાની રજા આપી છે ત્યારથી શાંતિલાલ આપણા ઉપર રીસે બળે છે અને તમને ખરાબ કરવાનો લાગ સાધે છે. હવે આપણે તેના છોકરાનીજ કન્યા ઉપાડી છે તો પછી આપણા માથે મોટા મેરૂ પર્વત જેવડી જોખમદારી ખરી કે નહીં તેનો ખુબ વિચાર કરો. એમ કહો કે આ તમારા દિલોજાન દોસ્ત કાળીદાસનો પ્રતાપ કે તમે ફક્ત પંદર હજારના ખરચમાં મોટી અઢાર વરસની રંભા જેવી ભણેલી કન્યા મેળવવા ભાગ્યશાળી થઇ શકયા. મને લાલભાઈને સમજાવતાં આંખે પાણી આવ્યું છે તે તમે જાણો છો ? આ તો તમારૂં કામ એટલે કર્યા વિના ચાલે ? પછી દોસ્તી શાની ? મારે તો પાઇ ખાવી હરામ છે. આ તો વગર પૈસાની દલાલી છે ” એમ કહી હશીને બોલ્યો “ રાજી ખુશીથી આપો તો મહેરબાની, માટે ઉઠો હવે રાહ ન જુઓ, અને હુંડીઓ લખી નોટોનાં કોકડાં તીજોરીમાં મુકયાં છે તે કાઢો; હવે ચલણ ઠીક થયું છે કે શું આપ લે કરી તે કોઇ જાણેજ નહીં. દસ આપ્યા કે દસ હજાર આપ્યા, બધામાં સરખીજ મહેનત. લાવો સાત હજાર અને મહેરબાનીના જુદા. પછી ખુટશે તો માગી લઇશ. તમારે તો અખુટ ભંડાર છે, લક્ષ્મીદેવીની મોટી મહેરબાની છે, એરંડાના સટ્ટાના પાટીઆની પૂરેપૂરી કૃપા છે. ”

આવી કાળીદાસની બડાઈથી અંજાઈ અને શાંતિલાલની જોખમદારીથી ડરી પૂનમચંદ શેઠે તીજોરી ઉઘાડી સાત હજારની નોટો અને ઉપર મહેરબાનીની ખાતર પાંચસોની નોટો ગણી આપી. કાળીદાસે ગણી લઈ સંભાળીને પોતાના ખીસામાં મુકી જરા મશ્કરીમાં કહ્યું "શેઠ બનો હવે કાલે સોળ વરસના બાળાવર અને કન્યાને લાવી ઘરસંસાર માંડો, પણ પરણ્યા પછી મને પાછો ભૂલી જાઓ નહીં. હું કાલ રાત્રે વરઘોડામાં હાજર થઈશ. વખત મળશે તો સવારે આવીશ. મારે હજુ આ સંબંધી ઘણું કામ પતાવવાનું છે તે તમે જાણો છો." એમ કહી કાળીદાસ ચાલતો થયો.

કાળીદાસને હવે શાંતિલાલના મનનું સમાધાન કરવાનું કામ પતાવવાનું હતું તે તો તેને સોપારી કકડા જેવું હોવાથી અને શાંતિલાલમાં કેટલી પહોંચ બળી છે તે તે જાણતો હોવાથી રાત્રે ખીસામાં એક હજારની નોટ રાખી કાળીદાસ પેલા શાંતિલાલના ઘેર ગયો.

શાંતિલાલ શેઠ તો બિચારા બેઠા બેઠા વિચારમાં એક પછી એક બીડી સળગાવી મોંમાં રાખી ધૂમાડો કાઢતા હતા. આ વખતે ઘરમાં તે એકલાજ હતા, કાળીદાસને દેખી કહેવા લાગ્યા "અરે કાળીદાસ, તેં છેવટે મારાથી પણ પ્રપંચ રચ્યો, મેં તને તથા ન્યાતના શેઠને પેટપૂર રૂપીઆ ખવડાયા પણ છેવટે લાલભાઇના પૈસા ખાઈ મારા છોકરાને રખડાવ્યો."

કાળીદાસે જવાબ આપ્યો "એમાં મારો શો વાંક છે? પાછળથી શેઠે રૂપીઆ થોડા માગ્યા અને તમે જરા કંજુસાઈ કરી ડહાપણમાં રહ્યા એટલે લાલભાઈ ફાવી ગયા,

એ તો હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે.”

શાંતિલાલે કહ્યું “પણ કાળીદાસ મારે કેમ કરવું? મારાથી આ તે શી રીતે સહન થાય? ન્યાત મારા પૈસા ખાઇ ગઈ અને કન્યા પણ પડાવી લીધી. આ તો નાક અને નાણું બે ગયું. ન્યાતનો શેઠ પૂનમચંદ મને શું દિલાસો આપતો હતો? અને અત્યારે પૂનમચંદ પોતે મારા છોકરાનીજ કન્યા ઉપાડી કાલે ઘોડે ચડવા તૈયાર થયો છે! છે કોઈ પુછનાર? ન્યાત તો બધી ફરીજ બેઠી છે. ન્યાતના શેઠ પૂનમચંદભાઈ પરણે એટલે બધાએ તેનુંજ ખેંચે. મારે હવે શું કરવું? સોલીસીટરનાં બીલ તો હજુ ઉભાં છે. એક સ્હેજ સલાહ લેવા ગયા કે કારકુન વખતની નોંધ લઇ મોટું લાંબું બીલ કરે. કાગળ વાંચે તેનું બીલ, લખે તેનું બીલ, અને મોટું બીલ બનાવવા ખાતર શું મોટી લાંબી લાંબી નોટીસો છાપામાં છપાવી છે? બીજા બધા મને ચડાવી વેગળા રહયા. ‘ચડ બેટા શૂળીએ અને દે ખુદાનું નામ’ એવું હવે હું અનુભવું છું. હવે કોઈ પણ આવીને પુછતું નથી કે શાંતિલાલ કેમ છે! આવી મારી સ્થિતિ થઈ છે માટે કાળીદાસ, હવે શું કરવું? ખરી ખોટી પણ તુંજ સલાહ આપીશ ત્યારે મારૂં ઠેકાણું પડશે.”

કાળીદાસે મશ્કરીમાં જવાબ આપ્યો “હવે બીજું શું કરવાનું? ખાસું ટાઢું પાણી લઈ સારો સુગંધીદાર દેશી સાબુ લઈ નહાઈ નાંખવું, અને મુંબઇની પીટીટ મીલનો ખાદીનો ચોફાળ ઓઢી સુઈ જવું, એટલે પાર આવ્યો.”

શાંતિલાલે જણાવ્યું “અલ્યા કાળીદાસ, હજુ તારી મશ્કરી કરવાની ટેવ ન ગઈ; શું બળતાને બાળે છે!

કાળીદાસ બોલ્યો " હું ખરી સલાહ આપું છું, હવે કોરટ દરબાર અને સોલીસીટરનાં ઘરબાર કરો બંધ અને છાનામાના જોયા કરો. પૈસા ખરચ કરવા પહોંચતા હોય તો પૈસા ખરચી બહારગામથી કન્યા ઉપાડી લાવો. હું તો ખરી સલાહ આપું છું, કોરટે ચડયા છો એટલે મને ખાત્રી છે કે તમે ફાવવાના નથી અને ઉલટી વધારે ફજેતી થવાની છે, લડીને શું કરશો ? પૂનમચંદ શેઠ તો કાલે બડી ધામધુમથી પરણીને કન્યા ઘરમાં લાવશે અને ઘર માંડશે. જુઓ શાંતિલાલ શેઠ, દરબાર કોના માટે ? જેની પાસે ખુબ પૈસા હોય તેને માટે. વકીલો, સોલીસીટરો, બેરીસ્ટરો, કારકુનો વીગેરે તમને લુંટી લેશે, પછી મને સંભારશો. "

શાંતિલાલે પસ્તાવો કરી કહ્યું " હા ભાઇ, એમજ થયું છે; મને કાંઈ નહીં તો હજાર પંદરસોનું પાણી વકીલ અને બીજાઓએ મળી કરાવ્યું છે પણ આપણે તો ઠામના ઠામ છીએ. હું તો ધંધાએ ચુકયો અને એક વરસથી અહીં બેશી રહી ખરાબ થાઉં છું. નાક ને નાણું એમ બંને જાય તે શી રીતે પાલવે કાળીદાસ ? "

કાળીદાસે ધીરજ આપી જણાવ્યું, "નાણાંનો ઉપાય મારી પાસે છે, તમારી મરજી હોય તો તમારી શરમની ખાતર અને આપણે ભેગા બેઠા ઉઠયા તે મહોબતની ખાતર પૂનમચંદને સમજાવી કાંઈ ખરચ જોગ અપાવું. હું ધારૂં છું કે તે મારૂં કહ્યું માનશે. "

શાંતિલાલે કહ્યું " ભલે એમ થાય તો આપણે ખુશી છીએ. "

કાળીદાસે જવાબ આપ્યો "પાંચસો આપે તો ચાલેને?"

શાંતિલાલ બોલ્યો "ના ના એ તો રકમ ઘણી ઓછી છે, ખરચ તો પંદરસો ઉપર થશે પણ જા, એક હજાર રોકડા અપાવ એટલે કાલે સવારની ગાડીમાંજ કલકત્તે ઉપડી જાઉં, મારાથી કાલનું લગ્ન જોવાશે નહીં. હું તો ઉભો ને ઉભો બળી જાઉં છું."

આ સાંભળી કાળીદાસે જણાવ્યું "ઉઠો ચાલો ત્યારે ઉપર, અને પાવતી લખી આપો" એમ કહી બંને જણ ઉપર ગયા, અને જરા હા ના કરી છેવટે આઠસો રૂપીઆ નક્કી કરી કાળીદાસને જે લખાવવાનું હતું તે લખાવી સ્ટૅમ્પ લગાવી સહી કરાવી પાવતી લઈ રૂપીઆ એક હજારથી નોટ આપી બસો પાછા લઇ ખીસામાં મુક્યા. હવે કાળીદાસને નિરાંત વળી, કારણ કે તે કદાચ કોઈ પ્રપંચીને મળી રંગમાં ભંગ પાડી લગ્ન અટકાવે એવો તેને ભય હતો. હવે બધી બાજુનો ભય મટી ગયો. શાંતિલાલ પણ શાંત થયા અને સવારે કલકત્તે જવાની તૈયારી કરવા લાગ્યા, અને કાળીદાસ પોતાના ઘેર ગયો.

કાળીદાસ બીજા દિવસે સવારે પૂનમચંદ શેઠને ત્યાં ગયો અને શાંતિલાલનું ચોકસ સમાધાન રૂપીઆ ત્રણ હજારમાં કર્યાના શુભ સમાચાર કહી સંભળાવી શેઠને ખુશ કરી હમેશના નિયમ પ્રમાણે પોતાની બડાઈની વાતો ચલાવવા લાગ્યો. શેઠ તો રંભા જેવી કન્યાનો શિકાર હાથ લાગ્યો છે તેના મોહમાં અંધ બની ગયો અને દુનિયા શું ટીકા કરે છે અને કરશે તેનું ભાન રહ્યુંજ નહીં. લગ્નનો દિવસ હોવાથી ઘર સગા સંબંધી અને મિત્રોથી ભરાઈ ગયું.

રાત પડી એટલે વરરાજા, સારી લાલ ભપકાદાર વચ્ચે લીલા છોગાવાળી પાઘડી પહેરી, વ્હેંત પહોળી રેશમી કોરનું ધોતીઉં ઝુકાવી દઈ, કસબી બાંડીઓ કબજો જેકેટ જેવો પહેરી, તેના ઉપર ઉંચામાં ઉંચા અને ઝીણામાં ઝીણુ. બારીક મલમલનું અંગરખું ચડાવી, કોરો ને કડકડતો ભારે કસબી ઝગઝગતો દુપટો નાખી, ગળામાં વરમાળા ધારણ કરી, બે હાથમાં પાણીચું શ્રીફળ રાખી, બે સુંદર ઘોડાની વિકટો-રીઆમાં બેશી, ઘડપણથી બેશી ગયેલા ગાલને મોંમાં સુ-ગંધીદાર પાનની પટીઓ ભરી ફુલાવી મોંડાને દેખાવમાં જુવાન જેવું બનાવી, સામે પોતાનાં છોકરાંને સાબેલા તરીકે બેસાડી, આગળ છત્રીવાજાં સાથે કીટસન લાઈટના પૂર ભપકાથી પરણવા ચાલ્યા. ન્યાતના શેઠ એટલે સાજનમાં જ્ઞાતિબંધુઓની મોટી મંડળી હાથમાં ફુલની કલગીઓ લઈ ચાલતી હતી. સ્ત્રીઓ પણ વરરાજાની ગાડી પાછળ ભાત-ભાતનાં ગીત ગાતી હતી. ભર બજાર આવ્યો કે પૂનમચંદ શેઠના લગ્ન માટે ખાસ લખાયેલું ધોળ એક બાઇએ મધુર સાદે ગાવું શરૂ કર્યું.

### પૂનમચંદ શેઠનો વરઘોડો.–રાગ ધોળ.

વરઘોડાની શોભા હું તે શી કહું ?
ગાડી માંહે બિરાજ્યા છે શેઠ, દરિયા જેવું પેટ,
પૂનમચંદ પરણે છે. ૧
બાળા વરરાજા હોંશીલા કોડીલા,
માત્ર વરસ થયાં છે સાઠ, ખુટે દિન આઠ, પૂનમચંદ૦ ૨
ધોળી મૂછો રંગી કાળા રંગથી,
કામણગારી આંખે આંજી મેશ, કેવો શોભે વેશ ? પૂનમચંદ૦ ૩

લાલ પાઘડી લીલું છોગું વચ્ચે,
કેવું શણુગારેલું છે અંગ! મુખે લાલ રંગ, પૂનમચંદ૦ ૪
ઢાકાની મલમલનું અંગરખું ઝીણું,
અંદરનો કસબી કબજો ખાસ, મારે છે પ્રકાશ, પૂનમચંદ૦ ૫
પગમાં કસબી જોડા જુઓ ઝગઝગે,
દેખી દેખી આંખો અંજાય, મનમાં કંઇ કંઈ થાય, પૂનમચંદ૦ ૬
વરઘોડો કે સ્વારી મોટા ભૂપની ?
શેઠ જાણે દીલ્હીના દરબાર, કેવા ભપકાદાર, પૂનમચંદ૦ ૭
આવા વરરાજા કદીએ દેખ્યા નહીં,
દોડી દોડી જોવા આવે લોક, મળે થોકે થોક, પૂનમચંદ૦ ૮
સ્વારી નીકળતાં સારા શુકન થયા,
મહાસુખે ખાધી છીંક એક, રાખીને વિવેક, પૂનમચંદ૦ ૯

આવા ઠાઠમાઠથી વરરાજાનો વરઘોડો લાલભાઈના માંડવે ઉતર્યો. લાલભાઈએ માંડવો પણ ઠીક શણુગારેલો હતો. વરરાજા માંડવાના મધ્ય ભાગમાં ગાદી ઉપર બિરાજમાન થઈ ગયા.

એટલામાં એક માણસ હાથમાં છાપેલા કાગળોનો થોકડો રાખી છુટથી નાટકોની જાહેર ખબરોની માફક કાગળો વહેંચવા લાગ્યો. વરઘોડામાં એકઠા થયેલા ગૃહસ્થોના મનથી એમ લાગ્યું કે પૂનમચંદ શેઠના કોઈ અંતરના સ્નેહીએ આવા તેમના લગ્નના માંગલિક પ્રસંગે આશીર્વાદથી ભરેલી મંગલાષ્ટક પત્રિકાઓ વહેંચતો હશે, તેથી બધા ઉપરા ઉપરી તે માણસના હાથમાંથી કાગળો ઝુંટાવવા લાગ્યા. ગાદી ઉપર બિરાજમાન થયેલા પૂનમચંદ શેઠને તે પત્રિકા વાંચવાની ભારે ઉત્કંઠા થવાથી બીજા

માણુસ પાસે મંગાવી લીધી. કીટસન લાઇટનો પ્રકાશ દિવસથી પણ વધી પડે તેવો હોવાથી દીવા પાસે નહીં જતાં જ્યાં ત્યાં ઉભા રહીનેજ બધા વાંચવા લાગ્યા. પૂનમચંદશેઠ પણ અંગરખાનો છેડો ઉંચો કરી અંદરના કબજાના ખીસામાંથી ચશ્મા કાઢી આંખે ચઢાવી, છાપાવાળાએ પત્રિકા જરા લાંબી છાપેલી હોવાથી એક હાથે પત્રિકાનો ઉપરનો છેડો અને બીજા હાથે નીચેનો છેડો પકડી, મલકાતા મુખે પત્રિકા ધીમે ધીમે મનમાં વાંચવા લાગ્યા—

રા. રા. પૂનમચંદ શેઠના લગ્નના માંગલિક પ્રસંગે તેમના
શુભેચ્છક મિત્ર તરફથી લગ્નના સ્મરણાર્થે

## કવાલી યાને અમૃતની પવાલી.

## ખરી શેઠાઇ એમાં છે.

લઈ ઈન્સાફનો કાંટો, અદલ જે ન્યાય આપે છે;
ખરો તે શેઠ જ્ઞાતિનો, ખરી શેઠાઈ એમાં છે. ૧
ગરીબ ને રંક બંધુની, સુણી ફરિયાદ પ્રીતિથી;
સીધો રસ્તો બતાવે છે, ખરી શેઠાઈ એમાં છે. ૨
કદી કંઈ કલેશ કે કજીઓ, ઉભો જો થાય જ્ઞાતિમાં;
સમાધાની કરાવે છે, ખરી શેઠાઈ એમાં છે. ૩
તજી દઈ સ્વાર્થ પોતાનો, કરી પરમાર્થનાં કામો;
સદા જ્ઞાતિ સુધારે છે, ખરી શેઠાઈ એમાં છે. ૪
અઘટતા લગ્નથી કોઈ, રીબાતી રંક બાળાને,
મહા દુઃખથી બચાવે છે, ખરી શેઠાઇ એમાં છે. ૫
સીઝાતાં સ્ત્રી પુરૂષોને કરે યત્નો સુખી કરવા,
કઈ ધંધે લગાડે છે, ખરી શેઠાઇ એમાં છે. ૬

દયા વિધવા પરે લાવી દશા સુધારવા તેની,
કંઈ સાધન વસાવે છે, ખરી શેઠાઈ એમાં છે. ૭
મુકેલા ન્યાતમાં પૈસા સુકાર્યે હેતુ પરમાણે,
વિવેકે નિત્ય ખરચે છે, ખરી શેઠાઈ એમાં છે. ૮
ભણાવા જ્ઞાતિ બાલકને, સુખી કરવા કુટુંબોને,
દિવસ રાત્રી વિચારે છે, ખરી શેઠાઇ એમાં છે. ૯
નીતિ ને ન્યાયથી ચાલે, પ્રીતિથી ન્યાત સંભાળે,
મહાસુખ એમ માને છે, ખરી શેઠાઇ એમાં છે. ૧૦

---

## બળી શેઠાઈ એ કરવી.

નીતિને ન્યાયને છોડી કદી શેઠાઇ જો ચાહે,
અધમ બીજું શું દુનિયામાં ? બળી શેઠાઈ એ કરવી. ૧
મડાને મીંઢલો બાંધી, પછાડી રત્ન પથ્થરથી,
રીબાવે રંક બાળાને, બળી શેઠાઈ એ કરવી. ૨
પડાવી પારકી કન્યા મથે પોતે પરણવાને,
ચઢાવે ન્યાત ચગડોળે, બળી શેઠાઇ એ કરવી. ૩
ખીસામાં લાંચ નાખીને ઉપરથી ન્યાય બતલાવે,
ગરીબનું માથું કાપે છે, બળી શેઠાઇ એ કરવી. ૪
મળી બે ચાર પાખંડી બતાવે ડોળ જ્ઞાતિનો,
રચે રચના પ્રપંચોની, બળી શેઠાઈ એ કરવી. ૫
પછી નિજ સ્વાર્થને સાધી, ઠરાવો તે કરે ધાર્યા,
બગાડે આખી જ્ઞાતિને, બળી શેઠાઈ એ કરવી. ૬
કદી વિરોધ જો થાયે, તડા પાડી પડે જુદા,
ચઢૂ શૂલે ચડાવે છે, બળી શેઠાઇએ કરવી. ૭

અરે નિર્દોષ બંધુને મુકી દઈ ન્યાતની બ્હારે,
જમે જમણો ખુશી થઇને બળી શેઠાઈ એ કરવી. ૮
જમણ સુપર્વનાં કરવા મુકેલા ન્યાતમાં પૈસા,
ઉડાવે આમ કજીઆમાં, બળી શેઠાઇ એ કરવી. ૯
નથી શેઠાઇ એ ભાઈ, ખરે એ તો શઠાઇ છે,
નથી એ શેઠ પણ શઠ છે, બળી શેઠાઇ એ કરવી. ૧૦
કરેલાં પાપ નહીં છોડે પ્રભુના ન્યાય દરબારે,
મહાસુખ એમ માને છે, બળી શેઠાઇ એ કરવી. ૧૧

---

જરા તસ્દી લઇ વાંચો—જાહેર ખબર.

| | |
|---|---|
| તાવની અકસીર દવા શી? | સુદર્શનની ફાકી. |
| સ્વાદમાં કેવી? | કડવી ઝેર જેવી. |
| ગુણમાં કેવી? | ફવાલી જેવી અમૃતની પવાલી. |

---

ઉપર પ્રમાણે લાંબી પત્રિકા પૂનમચંદશેઠ શરૂઆતમાં તો મલકાતા મોંએ ધીમે ધીમે મનમાં વાંચતા હતા, પણ તેમની નજર જેમ જેમ નીચે આવતી ગઈ તેમ તેમ તેમના મોં ઉપર ફીકાશની સાથે કડવાશ વળવા માંડી, અને છેવટે મોં બગાડી પત્રિકા વાળીને ફેંકી દીધી.

આ જોઇ બાજુમાં કોઇ એક જરા બટકબોલો હશે તે ધીમે રહી બોલી ઉઠયો “ શેઠ પ્રથમ તો હશીને પત્રિકા વાંચતા હતા પણ પાછળથી મોં બગાડી કેમ પત્રિકા ફેંકી દીધી? મને લાગે છે કે પત્રિકાની નીચે છાપાવાળાએ પેલી દવાની જાહેર ખબર છાપી છે તેમાં જણાવેલી સુદ-

ર્શનની કડવી ઝેર જેવી ફાકી ઉડીને શેઠના મોંમાં પેશી ગઇ જણાય છે. ફાકીના લીધે મોં કડવું ઝેર જેવું થઇ ગયું અને પત્રિકા રીસમાં ફેંકી દીધી. આ કવાલીને અમૃતની પવાલી કહેવી કે ઝેરની પવાલી કહેવી ? છપાવનાર હશે કોઈ પૂનમચંદ શેઠની નાડી પારખનાર ધન્વંતરી.” આમ હાસ્યવિનોદ કેટલાકમાં ચાલી રહ્યો.

આશરે દસ વાગ્યાનો સુમાર થયો હશે. એક બાજુએ ચોરીનો મંડપ તૈયાર થયેલો હતો. ગોર મહારાજે વર કન્યાને ચોરીમાં બોલાવી બેસાડ્યાં અને થોડીક વિધિ કરી મંગળાષ્ટક ગાવા લાગ્યા. હસ્તમેળાપનો વખત બરાબર ૧૧ વાગ્યાનો હતો. ચંદ્રમણિ કુસુમની સાથે બેનપણી તરીકે બેઠી હતી, તેણે પોતાની ઘડીઆળ કાઢી જોયું તો બરાબર સાડાદસ વાગ્યા હતા. તેથી તેને ચિંતા થઈ. ગોર મહારાજ હસ્તમેળાપની ઉતાવળ કરતા હતા તેથી ચંદ્રમણિ બોલી “ગોર મહારાજ, હજુ તો ઘણી વાર છે. ઉતાવળ કરશો નહીં, શાંતિથી બીજાં મંગલાષ્ટકો ગાઓ. વિધિપૂર્વક લગ્ન થવાં જોઈએ. ચાલો હું પણ તમને મંગલાષ્ટકો ગાવામાં મદદ કરૂં ” એમ કહી નીચે પ્રમાણે મધુર સાદે ધીમે રહી મંગલાષ્ટક શરૂ કર્યું, વખત ગાળવાની ખાતર અકેક ચરણ બબ્બે ત્રણ ત્રણ વખત લહેકાવીને ચંદ્રમણિ ગાવા લાગી–

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

કોટી તેત્રીસ દેવતા જગતના માગું તમારી દયા,
દૈવીશક્તિ પ્રભાવથી પળપળે રક્ષા કરો સર્વથા,
આધિ વ્યાધિ ઉપાધિ આ જગતની આઘી સદા રાખજો,
મિત્રદ્રોહી પ્રપંચી દુશ્મન સહૂ સંતાપ સંહારજો. ૧

લજ્જા રાખી પવિત્ર દ્રૌપદી તણી વસ્ત્રો પૂરીને તમે,
બેડી ચંદન બાલિકાની પ્રભુ હે તોડી વિપત્તિ સમે,
તેવી રીત વિપત્તિના સમયમાં રક્ષા સદા આપજો,
કન્યા કુસુમને અદૃશ્ય કરથી પંપાળી સંભાળજો. ૨

આ પ્રમાણે મંગલાષ્ટકના રૂપમાં પ્રભુપ્રાર્થના ચંદ્રમણિ કરી રહી છે, બંને પક્ષનાં સગાં સંબંધીઓ બેશી લગ્ન વિધિ જોઇ રહ્યાં છે અને વાતો કરી આનંદમાં વખત કાઢે છે એટલામાં ભૂં ભૂં કરતો મોટરનો અવાજ કાને પડયો કે ચંદ્રમણિ સમજી ગઈ. કુસુમને ઇસારો કર્યો. કુસુમનું હૃદય ધડક ધડક થવા લાગ્યું કે શું બનશે ! પણ ચંદ્રમણિ જોડે હોવાથી તેનામાં પૂરેપૂરી હિંમત હતી.

એટલામાં બે મોટરો આવી પહોંચી. અંદરથી પ્રાંતના સુબા અને પોલીસના અમલદારો ઉતર્યા, અને ચોરીના મંડપ આગળ આવી ઉભા રહ્યા કે બધા ગભરાયા. પૂનમચંદશેઠ તો સુબાને અને પોલીસને દેખી દિગ્મૂઢ બની ગયા અને "કાળીદાસ કાળીદાસ" એમ કહી બુમો પાડવા લાગ્યા. કાળીદાસ તો સુબાની મોટરને દેખીને આગળથી ક્યારનોએ બારા ગણી ગયો હતો એટલે શેઠની બુમો કોણ સાંભળે ?

પછી સુબાએ ધીરજ આપી પૂનમચંદને કહ્યું "શેઠ તમે ગભરાશો નહીં. તમને કાંઇ પકડીને હાથકડી કરી જેલમાં લઇ જવાના નથી. હું એક અરજીનો તપાસ કરવા આવ્યો છું. અરજદાર બાઈ આ ચોરીમાં બેઠેલી હોવાથી હું તપાસ કરતો કરતો અહીં આવ્યો છું. કન્યાના બાપનું નામ લાલભાઈ છે તે કયાં છે ? તેમને બોલાવો. મારે

તેમને કાંઇક પુછવું છે. ”

લાલભાઈશેઠ બિચારા પાસેજ મૂઢ જેવા બની અફી-ણના અમલમાં ઝોકાં ખાતા બેઠા હતા તે તરતજ સુબાની આગળ આવીને ઉભા રહ્યા અને કહ્યું “હું આ રહ્યો સાહેબ.”

સુબાસાહેબ મોટા દિલના હોવાથી ધાંધલ નહીં કરતાં લાલભાઇને જરા ધીરજ આપી પુછવા લાગ્યા “ તમારી દીકરીનું નામ કુસુમ છે ? ”

લાલભાઈએ જવાબ આપ્યો “ હા સાહેબ. ”

સુબાસાહેબે પુછ્યું “ તેનું લગ્ન તમારી ન્યાતના શેઠ પૂનમચંદ સાથે તેની રાજી ખુશીથી કરો છો કે તમારી રાજી ખુશીથી ? ”

લાલભાઈએ કહ્યું “ સાહેબ, રાજી ખુશીથી. ”

સુબાસાહેબે ખુલાસો માગ્યો “ પણ કોની રાજી ખુશીથી ? તમારી કે તેની ? ”

લાલભાઇએ જણાવ્યું “ સાહેબ એમાં દીકરીને શું પુછવાનું હતું ? અમારી ખુશી એ એની ખુશી. સાહેબ જુઓને, ખુશીથી પરણવા ચોરીમાં બેઠી છે, બધાએ જુએ છે. મારો કાંઈ દોષ નથી. આ બધું, સાહેબ, પેલો કલકત્તાવાળો શાંતિલાલ મારા ઉપર રીસે બળીને કરે છે. તેને ત્યાં અમારી છોડીનું સગપણ કરેલું તે ન્યાતની રજાથી તોડી નાખ્યું અને અહીં લગ્ન કરૂં છું, માટે સાહેબ તમને ખોટું ખોટું ભરાવી અરજી કરી હશે. ”

આ શબ્દો સાંભળી ન્યાતના શેઠ ધ્રુજતા ધ્રુજતા પુષ્ટિમાં કહેવા લાગ્યા “ હા સાહેબ, એજ વાત છે. કલ-

કત્તાવાળો અમારા ઉપર ઘણોજ રીસે બળે છે, સાહેબ, બાકી બીજું કાંઈ નથી.”

સુબા સાહેબે જણાવ્યું “તમે સસરા જમાઇ બંને ભુલો છો, શાંતિલાલ આમાં કશું જાણતો નથી, તેની અરજી પણ નથી.” એમ કહી ખીસામાંથી કાગળ કાઢી કહ્યું “લાલભાઈ ડોસા, જુઓ, આ અરજી તમારી દીકરી કુસુમની સહીની મારી તરફ મદદ માટે આવી છે.”

પછી કન્યાની તરફ મોં રાખી સુબાસાહેબ કન્યાને પુછવા લાગ્યા. “બેન, જુઓ આ અરજી તમારી છે?” એમ કહી તેના હાથમાં કાગળ આપવા માંડયો. કુસુમે તો લાજ કાઢેલી હતી અને નીચું જોઇ રહી હતી તેથી તે અરજી ચંદ્રમણિએ લઇ કુસુમની નજર આગળ નીચે ધરી કે કુસુમે ધીમે રહી જવાબ આપ્યો “હા મારી છે.”

ચંદ્રમણિએ અરજી પાછી સુબા સાહેબના હાથમાં આપી. સુબા સાહેબે હાથમાં લઈ કહ્યું “લાલભાઈ અને પૂનમચંદ, તમે બંને સાંભળો, અરજની મતલબ ટુંકામાં કહી સંભળાવું છું—

“હું અરજદાર બાઇ કુસુમ તે લાલભાઈ ઉદયચંદની દીકરી, ઉમર વરસ અઢારની, જાતે શ્રાવક, રહેવાસી નગરની, અરજ કરૂં છું કે મારો બાપ મારી મરજી વિરૂદ્ધ સાઠ વરસના ડોસા નામે પૂનમચંદ કલ્યાણચંદ જે અમારી ન્યાતના શેઠ છે તેની સાથે મને પરણાવવા ધારે છે. હું તેને પરણવા બીલકુલ ખુશી નથી, મારા બાપ અને સાવકી મા સમજુબાઈ આગળ મારૂં કાંઇ ચાલતું નથી. લગ્ન વૈશાખ સુદ ૧૫ની રાત્રે કરવાનાં છે માટે તે લગ્ન અટ-



"જરા આંખ ચડાવી સુબાસાહેબે હુકમ કર્યો" પૂનમચંદ શેઠ, જાઓ ઘેર પાછા, આ કન્યાને તેની રજા શીવાય પરણવાનો તમને અધિકાર નથી. (પાન ૪૯).

[ચિત્રકાર—રા. રવિશંકર રાવળ.]

કાવી એક નિરાધાર બાળાને દુઃખમાંથી ઉગારી આભારી કરશો; અને આ સંબંધી વિશેષ હકીકત સરકારને જાણવાની જરૂર હશે તો મારા વકીલ રસિકલાલ જણાવશે.

લી. કુસુમબેન લાલભાઈની સહી, દા. પોતે.

આ પ્રમાણે તમારી દીકરીની અરજી આવેલી છે” એમ કહી જરા આંખ ચડાવી સુબાસાહેબે હુકમ કર્યો “પૂનમચંદ શેઠ, જાઓ ઘેર પાછા, આ કન્યાને તેની રજા શીવાય પરણવાનો તમને અધિકાર નથી, છોડી ઉમર લાયક થયેલી છે. જો હુકમનું અપમાન કરશો તો કાયદાનો અમલ કરવો પડશે, અને લાચારીથી તમારા જેવા ન્યાતના શેઠને શિક્ષા કરવી પડશે.”

પૂનમચંદ તો બિચારા ઉધું ઘાલી ચોરીમાંથી ખસવા લાગ્યા. શરીર ઉપર વરરાજાના પોશાકમાં તેમની આ દશા જોઇ લોકોને દયા આવાનું અને પેટ ભરીને હસવાનું મળ્યું. મોઢું સંતાડી સંબંધીઓને જોડે રાખી, કોઈ મરી ગયું હોય અને તળાવ ઉપર જાણે સ્નાન કરીને ઘેર આવતા હોય તેમ ઘર તરફ વળ્યા. ધરતી માર્ગ આપે તો સમાઈ જાય એવું હડહડતું અપમાન થયેલું તેમને જણાયું. પણ શું કરે ? લાચાર.

પછી સુબાસાહેબે લાલભાઈ ડોસાને ક્રોધથી નહીં પરંતુ ધીરજ આપીને કહ્યું “ડોસા, તમારા શરીરની સ્થિતિ જોઈ મને તમારી દયા આવે છે. આવું કામ તમારે ન કરવું જોઇએ. મોટી ઉમરની છોડીને તેની મરજી વિરૂદ્ધ તમારાથી પરણાવી શકાય નહીં. કાયદો જાણો છો ?”

લાલભાઈએ જણાવ્યું "સાહેબ આ બધું કાળીદાસના પ્રપંચથી થયું છે. હું કાંઈ જાણુતો નથી. તમારા હુકમ પ્રમાણે ચાલીશું."

સુબાસાહેબે કહ્યું "જુઓ, તમે કુસુમને જરા પણ ઠપકો આપશો નહીં, નહીં તો આ ગુન્હા ઉપરાંત બીજો ગુન્હો થશે અને શિક્ષાને પાત્ર થશો."

પછી રસિકલાલના સામું જોઇ સુબા સાહેબ કહેવા લાગ્યા "રસિકલાલ, જો આ કન્યાને હમણાં તેના બાપના ઘેર રાખવામાં ભય હોય તો તમને પૂરતી પોલીસની મદદ આપું. મારી સલાહ એવી છે કે જો કન્યાની ઈચ્છા બીજા સ્થળે રહેવાની હોય તો તેમ તેની મરજી પ્રમાણે કરવા દો." એમ કહી પોલીસના માણસોને ત્યાં રાખી સુબાસાહેબ મોટરમાં બેશી ચાલતા થયા.

લગ્નના માંડવાનો દેખાવ એક ઘડીમાં દરબાર કચેરી જેવો બની ગયો, જ્યાં હડહડતો અન્યાય જોવામાં આવતો હતો ત્યાં ન્યાયનું વાતાવરણ પ્રસરી રહ્યું. તટસ્થ માણુસો તો સુબાસાહેબના હુકમથી ઘણાજ ખુશી થયા અને સરકારનો ઉપકાર માનવા લાગ્યા કે છોડીને દુઃખમાંથી બચાવી. આમ થોડો વખત ચર્ચામાં વીત્યા બાદ ધીમે ધીમે બંને પક્ષનાં સ્ત્રી પુરૂષો વેરાઈ ગયાં. બાપની પાસે કુસુમને રાખવાથી નુકશાન થશે એવો ડર લાગવાથી બધાંની સલાહ મેળવી ચંદ્રમણિ કુસુમને પોતાના ઘેર તેડી ગઇ.

બિચારો લાલભાઇ આ બધું જોઇને વિસ્મય પામી મૂઢ જેવો બની ગયો. "કાળીદાસ ખોટું સમજાવી, જમાઇને નાની ઉમરનો કહી, બૈરાંને આડું અવળું સમજાવી, સગપણ

ફરી આવ્યો અને તેણે મારી પાકી ફજેતી કરાવી." એમ પોતાના મનના બળાપા કાઢવા લાગ્યો. લગ્ન પ્રસંગે આવેલા સંબંધીઓ દિલાસો આપતા હતા, પણ નવીકાકીનો મિજાજ હાથમાં રહ્યો નહીં. તે તો રોતી જાય અને પેલી ચંદ્રમણિને અને છોકરીને ગાળો દેતી જાય, અને જાણે કોઈ મરી ગયું હોય તેમ મોં વાળવા બેઠી. પાસે ઉભેલાં દિલાસો આપવા જાય કે ઉલટી વધારે રડવા લાગે. આવા તેના કંકાસથી સગાંવહાલાં પણ કંટાળ્યાં અને છેવટે જોવા ઉભેલાં આડોશી પાડોશી દિલાસા રૂપમાં બધાંને કહેવા લાગ્યાં "સરકાર ધારે તે કરે, થવાનું હતું તે થયું, હવે અત્યારે બધાં સૂઈ જાઓ, કાલે કોઈ સારા માણસની સલાહ લઈ જે કરવું ઘટે તે કરજો. તમે જાણો છો કે હાલના જમાનામાં મોટી ઉમરનાં છોકરાં કાંઇ માબાપને ગાંઠે છે? આ પ્રમાણે દિલાસો આપી એક પછી એક સૌ વેરાઈ ગયાં.

આ બનાવની વાતો શરૂઆતમાં તો જોશભેર ગામમાં થવા માંડી, પણ બે ત્રણ માસ થયા કે તેનું જોર કમી થવા લાગ્યું અને વાત જરા વિસારે પડી કે પેલો કાળીદાસ પાછો ન્યાતના શેઠ પાસે આવ્યો અને દુઃખી અને દયામણા ચહેરે કહેવા લાગ્યો "હું તો મરતાં મરતાં બચ્યો છું, કોણ મારી ખબર જુએ? બે માસથી ખુબ પીડના દરદથી પીડાઉં છું."

પૂનમચંદશેઠ તો તેને લડવાના હતા પણ આવા તેના શબ્દોથી ઉલટા દયા ખાઈ બોલ્યા "અરે કાળીદાસ, તને ક્યારથી આવી પીડ શરૂ થઈ? મને તો કાંઈ ખબર નથી. કોઈએ વાત પણ કરી નથી. નહીં તો હું તારે ત્યાં આવ્યા

વિના રહું ? તું બહાર ગામ ગયો છે એમ અમે બધા સમજીએ છીએ."

કાળીદાસે કહ્યું "તમે પેલી કડવી કવાલીનું છાપું વાંચી ચોરીમાં બેઠા અને હું તમારી પાસે આવીને ઉભો અને થોડીવાર થઈ કે મને પેટમાં એવી સખત પીડ ઉપડી કે સહન થઇ શકી નહીં; તેથી એક માણસને જોડે રાખી એકદમ ઘેર ચાલ્યો ગયો કે દસ બાર વખત ઉપરા ઉપરી દિશા જંગલ જવું પડયું. ત્યારથી જે પીડ ઉપડેલી તે હવે બે દિવસથી ઠીક છે. ઘેર ગયા પછી બીજે દિવસે બધી વાત મેં સાંભળી હતી અને મને તો ઘણો ગુસ્સો થયો હતો પણ શું કરૂં ? ખાટલા વશ પડેલો હતો. જો પીડ ન ઉપડી હોત તો સુબા સાહેબને પણ હું બતાવી આપત કે લગ્ન શી રીતે અટકાવાય છે ? પણ પૂનમચંદ શેઠ, હવે તમારા પુણ્ય પ્રતાપથી હું બેઠો થયો છું, માટે ચિંતા કરશો નહીં. તમારા માટે મને બહુ લાગે છે, પણ જો તમારી હિંમત હશે તો પાછું કામ ઉપાડીશું.

પૂનમચંદે કહ્યું "વાહ, હિંમત તે હવે છોડાતી હશે કે ? હવે તો બરાબર વેર વાળવું. તું હવે જોડે મળ્યો છે એટલે બધુંએ કામ ઉપાડી શકાશે. બધા ન્યાત ભાઇઓ આપણા પક્ષમાં છે પણ જરા સરકારથી ડરે છે. માટે તું આવ્યો છે એટલે બધાંને પાણી ચડશે."

કાળીદાસે જણાવ્યું "જુઓ, આમાં શાંતિલાલનો જરા પણ દોષ નથી, બધો દોષ પેલા લાલભાઈ ડોસાનો છે. તેણે પોતેજ છોડીની મારફત અરજી અપાવી લગ્ન અટકાવ્યું છે. જુઓ પેલો વકીલ આપણી ન્યાતનો છે તે સુબા સાહે-

બને બોલાવી લાવ્યો અને તેની વહુ લાલભાઈને ત્યાંજ લગ્નના દિવસે ઘરમાં રહી, ચોરીમાં પણ પાસે રહી કાંઇ ગીત ગાતી હતી અને નવી કાકીની સાથે વાતો કરતી હતી, તે બધું કેમ ભૂલી જાઓ છો? હું તો બધું જોયા કરતો હતો. આ બધો પ્રપંચ લાલભાઈનોજ છે, માટે આપણે તો તેને ખરાબ કરવો. આ તેણે થોડું કર્યું નથી; તમારી અપકીર્તિ આખા એકડામાં અને ગામમાં તો શું પણ આખા ગુજરાત અને કુલ હિંદુસ્થાનના ચારે ખુણામાં ફેલાઈ ગઈ છે. "પૂનમચંદનો વરઘોડો" છાપામાં ચડયો તે તમે નથી જાણતા? માટે હવે લાલભાઈને મુકો ન્યાત બહાર અને ચડાવો ચુલા ઉપર ચરૂ અને કરો જમણવાર શરૂ! એટલે પાંસરો તીર જેવો થશે. કરો આજે રાત્રે બધાને ભેગા અને એક ગાંઠ કરીએ."

પૂનમચંદ કહેવા લાગ્યો "કાળીદાસ, આ બધા ભેદની સમજણ તો હવે મને પડે છે, મને તો પેલા શાંતિલાલ ઉપર જ વહેમ હતો. પણ તેં ઠીક આંખો ઉઘાડી, એ લાલભાઈ ડોસાને તો હવે પૂરો કરવો. આજે બધાને બોલાવું છું. જો હવે કાળીદાસ, તને પરિશ્રમ વધારે પડયો છે, માંદા શરીરે આટલી બધી મારે માટે લાગણી ધરાવે છે તે માટે હું લાચાર છું. રાત્રે જરૂર વહેલો આવજે."

શેઠે નોંતરીઆને ફેરવી રાત્રે ઘર આગળ ન્યાત એકઠી કરી. લાલભાઇના વિરોધીઓ થયા ભેગા, કાળીદાસ પણ આવ્યો અને તેમને બધી વાત લાલભાઇના વિરૂદ્ધ સમજાવી પાણી ચડાવવા લાગ્યો કે "શા ભાર છે? એ તો એમ સમજો કે સારૂં થયું કે મને પેટમાં પીડ આવી અને હું

ઘેર ગયો એટલે સુબા સાહેબ સીધી રીતે ફાવી ગયા અને મોટરમાં પાછા જવા પામી શકયા. જો હું હાજર હોત તો શું થાત તે માલમ પડત. લોહી લોહાણ થાત, મારા મારી થાત, પણ હસ્તમેળાપ કરાવત. હવે જુઓ, જે થયું તે ખરૂં, આપણે લાલભાઇને મુકી દો ન્યાત બહાર. લાલભાઇને એકલાને નહીં, પણ લાલભાઇ, તેની વહુ અને છોડી એમ ત્રણે જણને મુકી દો. આપણને જેમ સુબાસાહેબ બતાવ્યા તેમ હું પણ તેને સુબાનો બાપ બતાવી, એના બદલામાં ચાર મોટરો લાવી ખરાબ કરૂં. તેના ઉપર લેણદારનો દાવો કરાવી, અવલ જપ્તી લાવી, ઘરબાર માલ મીલકત હરાજ કરાવી પાયમાલ કરૂં. તે પણ જાણશે કે ન્યાતના શેઠ અને કાળીદાસ મળ્યા હતા." એમ કહી મુછ ઉપર હાથ નાખી બધાને શૂર ચડાવતો હતો."

ન્યાતના શેઠે કહ્યું "શાબાશ કાળીદાસ, તારા વિના તો ન્યાતમાં અંધારૂં છવાઇ ગયું હતું, બધા લોક સરકારના ડરથી ડરી ગયા હતા પણ હવે હિંમત આવી છે અને કામનો આરંભ કરો, પર્યુષણ પર્વ પાસે આવ્યાં છે, ઓચ્છવના મુકેલા રૂપીઆનું વ્યાજ ઉઘરાવો, પેલા લાલીઆ ડોસાને મુકો ન્યાત બહાર અને ઉડાવો જમણવાર."

આ પ્રમાણે પ્રપંચી ટોળી લાલભાઇને સતાવવાના ઉપાયો શોધવા લાગી, છુટા છવાયા દુકાને અને ઘેરે મળે, અને જુદા જુદા ઘાટ ઘડે. પેલા બિચારા લાલભાઇની પક્ષમાં કોઇ નહીં હોવાથી, અને જે કોઇ જરા તેની પ્રત્યે લાગણી બતાવી દયા ખાતા હતા તેમને ન્યાતવાળા સતાવી ધમકાવી ન્યાત બહાર મુકવાનો ડર બતાવતા હોવાથી તેની

દુર્દશા થવા માંડી. કેટલાક તટસ્થ માણુસો કે જેમનો આ એકડાના ગોળ સાથે સંબંધ નહોતો તે કોઇ કોઇ પ્રસંગે સમજાવી અઘટીત કામ અટકાવવા પ્રયત્ન કરતા, પણ તે બધા પ્રયત્નો નિષ્ફળ જતા.

છેવટે લાલભાઇના કુટુંબને ન્યાત બહાર મુકી દેવામાં આવ્યું અને પર્યુષણ આવ્યાં કે પર્યુષણ પર્વના માંગલિક દિવસોમાં ધાર્મિક ક્રિયા કરી દેવદર્શન કરી એક બીજાની સાથે ભ્રાતૃભાવ રાખી સાથે બેશી જમી આનંદ ભોગવવાનું કોરે મુકી તેના બદલે જ્ઞાતિબંધુઓએ લાલભાઇનું કુટુંબ ટાળી નાખી ઓચ્છવોના પૈસા ઉઘરાવી જમણ કરી ક્લેશ અને ઝેરનાં બી વાવવા લાગ્યા.

આ જમણુમાં કેટલાક ન્યાતના કામથી તટસ્થ રહેનાર, કેટલાક કુસુમ અને તેના કુટુંબ પ્રત્યે લાગણી ધરાવનાર, કેટલાક સરકારના કાયદાથી ડરી જનાર અને કેટલાક શોકનાં બ્હાનાં કાઢી દૂર રહેનાર ભાગ લેતા નહોતા.

બિચારા લાલભાઇ ડોસાનું શરીર દિવસે દિવસે ઘસાઈ ગયું. એક બાજુ ન્યાતની સતાવણીથી અને બીજી બાજુ લેણુદારોના તગાદાના ત્રાસથી તેમના શરીરમાં તાવે પ્રવેશ કર્યો. ડોસા માંદગીના ખાટલે પડયા કે લેણુદારની જપ્તી પર્યુષણના દિવસોમાં આવી. કુસુમના દાગીનાની પેટી તો તે બિચારી ક્યારની રસિકલાલના ઘેર મુકી આવી હતી. કારણ કે તેને નવી કાકીનો જરા પણ વિશ્વાસ નહોતો. જપ્તી કરનાર કારકુનો પેટી પટારા ઉઘાડવા લાગ્યા. નવી કાકીની કોરી કડકડતી પાંચ હજારની નોટો પેટીમાં મુકી હતી તે જપ્તીમાં ગઈ. બીજી પેટીઓમાં મુકેલો દાગીનો પૈસા વીગેરે

પણ ગયાં. આ દેખી નવી કાકી હાય હાય કરી છાતીઓ કુટી પોક મુકી રડવા માંડી. લેણદાર પાસે સારો અવેજ આવવાથી રહેવાનું ઘર જપ્તીમાં ન લેતાં પાછો ગયો.

કુસુમ આ બનાવથી ગભરાઈ ગઈ અને તરતજ ચંદ્રમણિની પાસે સલાહ લેવા ગઈ. રસિકલાલ કોરટમાંથી આવેલો હતો તેને બધી હકીકત કુસુમે સમજાવી. રસિકલાલે દિલાસો આપી કુસુમને કહ્યું "તમારે કાંઈ કરવાનું નથી. જે થવાનું હતું તે થઈ ગયું છે, પણ હવે બચાવ કરવા માટે કોરટમાં ઉભું રહેવું પડશે, માટે લો આ વકીલાતપત્ર; તેમાં તમારા પિતાની સહી લઇ આવો. પછી જેમ કરવું ઘટશે તેમ કરીશું. તમારા પિતાને હિંમત આપજો."

કુસુમ બોલી "તે તો હવે માંદગીના બિછાને પડયા છે, પૂરૂં બોલી પણ શકતા નથી. હમણાં સહી કરાવી કાગળ લાવું છું" એમ કહી ઘેર ગઈ.

કલમ ખડીઓ લાવી વકીલાત પત્ર ઉપર સહી કરવા પોતાના પિતાને સમજાવવા લાગી. એટલામાં તો પેલાં નવી કાકી મોટા સાદે ધણીને શીખામણ દઇ લડવા લાગ્યાં કે "જો જો, ભૂલે ચુકે સહી કરતા; એમાં પણ પ્રપંચ છે. એક પ્રપંચ કરી આટલાં બધાં તમને અને અમને ખરાબ કર્યાં, અને આ પાછો બીજો પ્રપંચ રચ્યો છે. દીકરીએ તો આપણને વર્ણમાંથી કાઢી મુક્યાં, ન્યાત જાતથી તજાયાં, તમારી કુસુમ તો પાસે રહી દાવા કરાવી જપ્તીઓ લાવી પાછાં બાપ આગળ ડાહ્યાં થઇ સહી કરાવવા આવ્યાં છે. આટલું ઘર રહી ગયું છે તે પણ પોતાના નામે ચડાવી લેવું હશે. મારા તો દાગીનાએ ગયા અને બધુંએ ગયું. હું તો ભીખ

માગતી થઈ. માટે હવે દીકરીની શીખવણીએ ચડશો નહીં. તમે તેને ઘરમાં રહેવા દો! હું તો તેને ઘરમાં પેસવાજ દઉં નહીં. આપણે વળી સરકાર દરબાર શો? વર ગમતો નથી, પરણવું નથી, બાપ પરાણે પરણાવે છે” આવું છોડીઓથી કહેવાતું હશે? ઘણી મોંડે ચડાવી, ઘણી ભણાવી, તેનાં ફળ ચાખ્યાં? આ તો દુધ પાઇને મોટો સાપ ઉછેર્યો છે. હવે દીકરી તેનો વર તેના હાથે શોધી કાઢશે. રાંડ વંઠી ગઈ વંઠી,” એમ લાંબા હાથ કરી ડોસાને ધમકાવવા લાગી.

ડોસાએ ધીમે રહી કુસુમને સમજાવી કહ્યું “ કુસુમ, જેમ થવાનું હશે તેમ થશે, અને બાકી જવાનું હશે તે જશે, મારી અક્કલ હવે મારી ગઈ છે, મારે સહીએ કરવી નથી અને કાંઇએ કરવું નથી. ભલે આ ઘર લુંટાય; હું તો હવે થોડા દિવસનો પરોણો છું, શરીરમાં તાવ ભરેલો રહે છે, અન્ન ખવાતું નથી, આંખે પૂરું દેખાતું પણ નથી. તું જાણે અને તારી કાકી જાણે. મેં તો બધું તારી કાકીને ભળાવ્યું છે. જે કાંઈ હતું તે જપ્તીમાં ગયું છે, હવે તો ભીખ માગવા જેવી સ્થિતિ છે, માટે બેન, કાગળ પાછો આપી આવ.”

કુસુમે કાગળ હાથમાં લીધો અને રડતી રડતી બોલી “ પિતાજી, આપણી સ્થિતિ ખરાબ થવા બેઠી છે, તેમાંથી કાંઇક છુટવાની બારી મળી શકે તે માટે હું સહી લેવા આવી છું. હું તદ્દન નિર્દોષ છું, મેં મારી કાકીનું શું બગાડ્યું છે કે તે મને નહીં સહન થાય એવા શબ્દો સંભળાવે છે? તમારી મરજી સહ કરવાની નહીં હોય તો હું જઇને વકીલાત પત્ર પાછું આપી આવું છું” એમ કહી આંખો સાફ કરી ત્યાંથી ઉઠી પાછી રસિકલાલને ત્યાં ગઇ.

રસિકલાલ રાહ જોઈ બેઠો હતો. કુસુમ ઉપર જઈ ચંદ્રમણિને મળી અને તેને વળગી પડી ખુબ રડવા લાગી. ચંદ્રમણિને પણ ઘણું લાગી આવ્યું. રસિકલાલે આવી કુસુમને શાંત કરી બધી હકીકત પુછી. કુસુમે જવાબ આપ્યો "એક સહી માટે નવી કાકીએ જેટલું થાય તેટલું કર્યું, મારા વિરૂદ્ધ ડોસાને ભમાવ્યા અને સહી માટે ના પાડી. મારૂં કાંઈ ચાલ્યું નહીં, તેથી પાછી આવી. એ ઘરમાં મારા દિવસો શી રીતે જશે ? ડોસાને માંદગી વધતી જાય છે."

આ પ્રમાણે વાતચિત થાય છે એટલામાં એક અસીલ આવ્યો અને ધીમે રહી રસિકલાલને કહેવા લાગ્યો "વકીલ સાહેબ, તમારી ન્યાતના લોકોને છે કાંઇ વિચાર ? જમવુંજ દેખ્યું છે, આજે સવારના કલકત્તેથી પેલા શાંતિલાલના ઘેર તેના ગુમાસ્તા ઉપર તાર આવ્યો છે કે મણિલાલ મરી ગયો અને શાંતિલાલ ગંભીર બેભાન અવસ્થામાં છે. ઘણા ભાગે તે પણ મરી ગયો હશે. આ પ્રમાણે સવારનો તાર છે. છતાં ન્યાતવાળાને છે કાંઈ અરેકાર ! ખુબ ખુશીથી જમણ જમે છે, પેલી છોડીના બાપને ન્યાત બહાર મુકી ખુશી થઇ સબડકા મારે છે, પણ જાણતા નથી કે એ લોકો ઈશ્વરની દૃષ્ટિએ ઝેરના લાડુ જમે છે. ન્યાતનો શેઠ તો ચડે ઘોડે છે, પણ ઠીક થયું કે સુબાસાહેબે તેને પરણતો અટકાવી પેલી ગરીબ છોડીને બચાવી લીધી. હું અત્યારે તો જઈશ, સવારે આવીશ, તમારી ન્યાતની વાત હતી એટલે જરા ઉતાવળમાં જાણી જોઈને ખબર આપવાની ખાતર કહેવા આવ્યો છું, આ પ્રમાણે સમાચાર આપી અસીલ ચાલતો થયો.

રસિકલાલ ચંદ્રમણિ અને કુસુમ આ બધી વાત સમજી ગયાં, પણ તે સંબંધી કોઇએ કાંઈ ઉદ્‌ગાર કાઢયા નહીં. પછી કુસુમે ઉઠવાની રજા માગી. રસિકલાલે તેને જતાં જતાં જણાવ્યું "હું સમજી ગયો છું કે તમારા પિતા શા માટે સહી કરવા ના પાડે છે, પણ ચિંતા નહીં, સહી વિના પણ હું ચલાવી લઈશ. જેમ થાય તેમ થવા દો. નસીબનો દોષ સમજવો." પછી કુસુમ નીચે જઈ ચંદ્રમણિને મળી ઘેર ગઇ.

દિવસે દિવસે લાલભાઈની માંદગી વધવા લાગી. કુસુમે સારા સારા વૈદ્ય અને ડોકટરની દવાઓ કરી પણ ટેકી લાગી નહીં. ન્યાતના ત્રાસની ચિંતાઓથી તેનું હૃદય તવાઇ ગયું. શરીર હાડપિંજર બની ગયું. નવી કાકીની ગાળો સાંભળતી, રાત દિવસ કુસુમ બાપના બિછાનાની જોડે બેશી રહી તેમની સારવાર કરતી, નિયમસર દવાઓ આપતી, દુધ માગે તો આપતી અને અફીણનો કસુંબો તેમની મરજી માફક કરી આપી બાપની સેવા કરતી. લાલભાઈની બિમારી વધવા લાગી અને છેવટે ચિંતાગ્રસ્ત લાલભાઇનો આત્મા તેમનો દેહ છોડી ચાલતો થયો.

નવી કાકી છાતી કુટી પોક મુકી રડવા લાગી. આડોશી-પાડોશી સગાંવહાલાં ભેગાં થયાં, કુસુમ બાજુમાં જઈ ખુબ રોવા લાગી. રસિકલાલ ચંદ્રમણિ વીગેરે કેટલાક જ્ઞાતિબંધુઓ અને સ્ત્રીઓ આવી પહોંચ્યાં અને ધીરજ આપવા લાગ્યાં. પછી પુરૂષો ડોસાના શવને સ્મશાન ભૂમિએ લઈ જઇ અગ્નિસંસ્કાર કરી ઘેર આવી, નવી કાકી અને કુસુમને દિલાસો આપી પોતપોતાના ઘેર વેરાઈ ગયા.

બિચારાં સમજુબાઈ ઉર્ફે નવીકાકી રંડાયાં. એક રીતે નહીં પણ બે રીતે. એક તો લાલભાઈ ડોસા ગયા અને બીજું એ કે રૂપીઆ પાંચ હજારની નોટો કાળીદાસ પાસેથી છાની રીતે લીધી હતી તે જમીમાં ગઈ, બિચારીએ પૂરાં દર્શન પણ નોટોનાં કર્યાં નહોતાં, જેવી આવી તેવી ગઈ. આ વાત કોને કહેવી ? ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂએ.

દિવસ સારો જોઈ સૂતક કાઢી નાખ્યું, અને ઉપર અઠવાડીઉં ગયું કે નવી કાકી પોતાના પીયર જઈને બેઠાં. ઘરમાં કુસુમ એકલી પડી. બાપની હુંફથી દિવસ કાઢતી, ખાવાપીવાની અને રહેવાની જે ચિંતા નહોતી તે હવે તેના હૃદયમાં ઉભી થઈ. મીલકત જમીમાં ચાલી ગઈ હતી. સદ્ભાગ્યે તેના દાગીનાની પેટી રસિકલાલને ત્યાં મુકી આવી હતી તેજ માત્ર તેના ભરણપોષણ માટે અત્યારે ઘણીજ ઉપયોગી થઇ પડી. કુસુમ સુશીલ અને મળતીઆ સ્વભાવની હોવાથી કેટલીક સ્ત્રીઓ તેને મળવા માટે ઘેર આવતી હતી. દૂરનાં સગાં કોઈ કોઈવાર દિલાસો આપવા કુસુમને મળવા આવતાં. ચંદ્રમણિ તો બિચારી ઘણી વખત તેને ત્યાં આવતી અને આનંદથી વાતચીત કરી દુઃખને વિસરાવી સંતોષ આપી મદદ કરતી. કુસુમ પણ ચંદ્રમણિને ત્યાં જતી અને પોતાનો વખત કાઢતી હતી.

રસિકલાલ અને ચંદ્રમણિ જ્યારે એકાંતમાં મળતાં ત્યારે કુસુમનો વર શોધી કાઢી તેને પરણાવી સુખી કરી સંસાર ભોગી કરવાના વિચારો કરતાં. સુબાસાહેબે પણ રસિકલાલને ભલામણ કરેલી કે ગમે ત્યાંથી લાયક વર શોધી

કાઢી કુસુમને પરણાવી દો; મિત્રો પણ તેમજ કહેતા; પરંતુ કુસુમને લાયક વર એક પણ જણાતો નહોતો. "સારો પતિ મળી જાય તો તે બિચારી સુખી થાય. નહીં તો આમ ઝુરીને મરી જશે." એમ આ બંને જણ રાત દિવસ કુસુમ સંબંધી ચિંતા કરતાં હતાં.

શરદૃઋતુની શરૂઆત થઈ કે નગરમાં ઇન્ફ્લ્યુએન્ઝા તાવની બિમારી શરૂ થઈ. બે દિવસ તાવ આવે, ફેફસાંમાં સોઝો થાય અને માણસ મરણ પામે. લોકોમાં ગભરાટ શરૂ થયો, પણ શું કરે ? કુદરત આગળ કોઇનો ઉપાય નહીં.

જંગલમાં જેમ પક્ષીઓનાં જોડાં આનંદથી કલ્લોલ કરે તેમ રસિકલાલ અને ચંદ્રમણિનું પ્રેમાળ જોડું આનંદ-માં મસ્ત બની સુખ ભોગવી રહ્યું છે, તેવામાં જાણે કુદર-તને તેમના સંસાર વિલાસના સુખની અદેખાઇ આવતી હોય તેમ તેમના સુખના રંગમાં ભંગ પાડવાની તૈયારીઓ કુદરતે રચવા માંડી.

ચંદ્રમણિના હાથની રસોઈ જમી પ્રેમથી વાતો કરી રસિકલાલ બપોરના તો કચેરીમાં જાય છે અને સાંજે પાછો ઘેર આવી જુએ છે તો તેની પ્રેમાળ ચંદ્રમણિને હમેશની માફક કોચપર બેઠેલી નહીં જોતાં એક ખાટલામાં સુતેલી જોઈ. પાસે રસિકલાલની ઘરડી મા બેઠેલી હતી. નાનો છોકરો પા-રણામાં ભુખે રડતો હતો; આ દેખાવ જોઇ રસિકલાલના પેટમાં ફ્રાળ પડી અને તરતજ ખાટલા પાસે આવી ચંદ્ર-મણિના માથે હાથ મુકી તપાસ કરવા લાગ્યો. માથું ગરમ થયેલું હતું, વધારે વખત વિચાર નહીં કરતાં તરતજ દવા-ખાનામાં જઇ ડૉકટરને બોલાવી લાવ્યો. શરીર ડૉકટરે ત-

પાસ્યુંનો ઇન્ફ્લ્યુએન્ઝા રોગ લાગુ પડયો હતો. ઇન્ફ્લ્યુએન્ઝા નામ સાંભળતાંજ બધાં દિલગીર થયાં અને ડૉકટરની સલાહ પ્રમાણે સારવાર શરૂ કરી. રાત્રે કુસુમને ખબર પડતાં તે દોડી આવી અને તેની સારવારમાં પડી. પેલા નાના બાળકને પણ રાખે, દુધ પાય અને નર્સ કરતાં પણ વધારે પરિશ્રમ ઉઠાવી પોતાની બેનપણીની ચાકરી કરવા માંડી. રસિકલાલનાં કાકા કાકી, મામા મામી, સગા વહાલાં પરગામથી આવી પહોંચ્યાં, દરદ લંબાયું એટલે સારૂં થવાની આશા બંધાઇ. કુસુમ અખંડ રાત્રિના ઉજાગરા કરી ડૉકટરની સૂચના પ્રમાણે ચંદ્રમણિની સંભાળ રાખતી. દવા આપતી અને શેક કરતી. પણ અફસોસ ! ફરી તાવે ઉથલો માર્યો અને બંને ફેફસાં સપડાયાં. સખ્ત દવાના ઉપચારો ચાલ્યા પણ બધા નિષ્ફળ નીવડયા. કુસુમની આંખોમાંથી આંસુ સુકાયાં નહીં. તેને બેસવાની ડાળ સમાન જે ચંદ્રમણિ હતી તેની માંદગી વધતી ગઈ. વાચા પણ બંધ થવા લાગી, સાનથી તે સમજાવતી. આ તેના દયામણા દેખાવથી જોનારનું હૃદય ફાટી જતું, પોતાના બાળક ભણી આંખની કીકી ફેરવી આંગળી કરી સાનથી સમજાવતી કે “ તેની સંભાળ રાખજો.” શું માતૃપ્રેમ ! કુસુમના સામું જોઇ કપાળે આંગળી મુકી, જરા નકારમાં આંગળી હલાવી સૂચના કરી દિલાસો આપતી કે “ નસીબમાં હશે તે થશે માટે ફીકર કરીશ નહીં.” સાસુ અને પતિની સાથે નજર મળતાં જાણે અપરાધની માફી માગતી હોય અને છેલ્લા પ્રણામ કરતી હોય તેમ તેના બે હાથ પરાણે ભેગા કરતી. કુસુમ હિંમત રાખી તેની પથારી આગળ બેશી તેને

ધર્મનાં વચન અને નવકાર મંત્ર સંભળાવતી હતી. આવી દયાજનક અને ગંભીર સ્થિતિમાં કેટલોક વખત કાઢી ચંદ્રમણિ આ ફાની દુનિયાનો ત્યાગ કરી ચાલી ગઈ.

રસિકલાલ બેફાટ મોં મુકી રૂદન કરવા લાગ્યો. કુસુમ તો બેભાન થઈ ભોંય ઉપર પછડાઈ. બધા ઘા કુસુમ ખમી શકી, પણ તેની વ્હાલી બેનપણી ચંદ્રમણિના મરણનો ઘા ખમી શકી નહીં. ઘા અસહ્ય થઇ પડયો અને શુદ્ધિ ચાલી ગઈ. કુસુમની આવી બેભાન સ્થિતિ જોઇ બધાં ગભરાયાં અને ડૅાકટરને બોલાવી દવાના ચાંપતા ઉપાયો લઈ તેને શુદ્ધિમાં લાવ્યા. નસીબ બે ડગલાં આગળનું આગળ. કુસુમના આરામનું સ્થાન જે ચંદ્રમણિ હતું તે પણ નસીબે પડાવી લીધું. ચંદ્રમણિને સ્મશાન ભૂમિએ લઇ ગયા. એક વખત જેનો દેહ સુંદર સાડી ધારણ કરી મોહ ઉપજાવતો હતો અને જેનું ચંદ્ર જેવી કાંતિવાળું મોં આનંદ પમાડતું હતું તે બધું એક લાકડાની માફક અગ્નિની જ્વાળામાં બળીને ખાખ ગઈ ગયું. કબીર સાહેબે કહ્યું છે કે—

ઇસ તન ધનકી કોન બડાઇ, દેખત નયનમેં મીટી મીલાઇ, ઈસ.
હાડ જલે જેસી લકડેકી મુલી, બાલ જલે જેસી ઘાસકી પુલી, ઈસ.
અપને ખાતર મ્હેલ બનાયા, આપહી જાકર જંગલ સોયા. ઇસ.
કહત કબીરા સુન ભાઇ સાધુ, આપ મુવે પીછે ડુબ ગઇ દુનિયા. ઇસ.

એવો દેખાવ બની રહ્યા. વાતાવરણ વૈરાગ્યભાવનામય બની રહ્યું. સ્મશાનભૂમિથી બધા રસિકલાલના ઘેર આવી રસિકલાલને અને તેમના કુટુંબને દિલાસો આપી છાના રાખી પોત પોતાના ઘેર વેરાઈ ગયા.

ચંદ્રમણિના અકાળ મરણુથી નગરમાં હાહાકાર વર્તાઈ રહ્યો, સગાસંબંધીઓ દિલાસા માટે આવવા લાગ્યાં. કેટલાંક સમજુ તો બીજી આડી અવળી વાતો કરી શોકની વાત ભૂલાવી જરા શાંતિ આપતાં, પણ કેટલાંક તો ગત:વાતનું સ્મરણ કરાવી બળતાને બાળતાં હતાં.

ઘરમાં પરગામથી આવેલાં સગાં વહાલાં જ્યાં સુધી રહ્યાં ત્યાં સુધી કુસુમ રસિકલાલના ઘરમાં રહી. પણ જ્યારે તે બધાં જવા લાગ્યાં ત્યારે દુનિયાના ડરથી રસિકલાલને ધીમે રહીને અને જાણે અપરાધ કરતી હોય તેમ દયામણા ચહેરે કુસુમ કહેવા લાગી "ભાઇ હું હવે મારા ઘેર જઈશ, જો કે તમારો સંસારનો સાથી ગયો છે તેથી તમને તો ઘણું લાગે એ સ્વાભાવિક છે પણ ભાઈ, મારી બેનપણી સાથે મારૂં તો સર્વસ્વ ગયું છે. મારી બેસવાની ડાળ, અને મારો વાતનો વિસામો તેજ હતી. નસીબમાં જે હોય તેજ થાય. મારા માટે જરા પણ ચિંતા કરશો નહીં, હું તો હવે આ વેશ ઉતારી નાખવા માગું છું. પ્રસંગે તમે જાણુશો."

આમ માર્મિક વચન બોલી આંસુ ભરી આંખે દાદર ઉતરવા લાગી. ઉતરતાં રસિકલાલે તેને કહ્યું "પેલી તમારા દાગીનાની પેટી મારી પાસે છે, જ્યારે જરૂર હોય ત્યારે માગી લેજો. પણ કુસુમબેન, ફરી કયારે આવશો? જેવી રીતે આવતાં હતાં તેવી રીતે આવશોને?"

કુસુમ જરા ધીરજ લાવી બોલી "નિર્દય ન્યાતે આટલી બધી મારા કુટુંબની પાયમાલી કરી અમને ખરાબ કરવામાં બાકી રાખી નથી, તેમાં વળી હું તમારે ત્યાં આવ જા કરૂં તો દુનિયામાં ઉભા રહેવાની જગો પણ મળે

નહીં. જેની આંખમાં કમળો હોય તે પીળુંજ દેખે, ભિન્ન ભિન્ન પ્રકારની શંકાઓ ઉઠાવી દ્વેષી લોકો મને, અને મારા લીધે તમને, દુનિયામાંથી ટાળી નાખે. તે લોકોના હાથમાં વાત આવવી જોઇએ, માટે ભાઈ, હું હવે તો મારે ત્યાં રહીશ. પ્રભુ મેળવશે ત્યારે પ્રસંગોપાત મળીશું." એમ કહી નીચે ઉતરી ઘેર ગઇ.

કુસુમને ઘર તો એક સ્મશાનભૂમિ જેવું થઇ પડયું. આખો દિવસ શોકમય વિચારમાં પસાર થાય, રાત્રે થોડી નિદ્રા આવે તેમાં પણ તેવા દુઃખમય ચિતારોનાં સ્વપ્ન ખડાં થાય. આથી કુસુમનું શરીર દુર્બળ થવા માંડયું. ભણેલી હોવાથી સારી નીતિવાળી ચોપડીઓ વાંચતી અને તેમાંથી દિલાસો મેળવી હૃદયને ધીરજ આપતી. પડોશમાં રહેતી સ્ત્રીઓ પાસે તે જતી. તે સ્ત્રીઓ પણ તેની પાસે આવતી. કોઇ કોઇ વાર રસિકલાલને મળવા જવાની ઇચ્છા કુસુમને થતી, પણ લોકલાજથી ડરીને જતી નહોતી. આવી રીતે થોડા દિવસો કુસુમે કાઢયા, પણ તેના જીવને નિરાંત વળી નહીં. તેથી તેણે પાલીતાણે યાત્રા કરવા જવાનો વિચાર કર્યો. શિયાળાની શરૂઆતમાં સારી સોબત શોધી તે પાલીતાણે ઉપડી ગઇ. એક સારી સવડવાળી ધર્મશાળામાં મુકામ કર્યો. જુદા જુદા દેશની સ્રીઓના સમાગમથી, જુદા જુદા પ્રકારની વાતચીતના પ્રસંગથી, ડુંગર ઉપર ચડવા ઉતરવાના અને દેવદર્શન કરવાના કામથી મન રોકાયેલું રહેવાથી હૃદયમાં જરા શાંતિએ પ્રવેશ કર્યો. કુસુમને નગર કરતાં અત્રે ઠીક લાગ્યું તેથી પાંચ છ માસ સુધી રહી યાત્રા કરી પછી ઘેર જવાનો મન સાથે નિશ્ચય કર્યો.

પાલીતણેથી કોઈ પ્રસંગે કુસુમ રાજી ખુશીના સમાચારનો પત્ર રસિકલાલને લખતી અને રસિકલાલ પત્રનો જવાબ પણ આપતો. બંનેના પત્રોમાં એક બીજાએ કરેલા કામના ઉપકારોના અને દુઃખીને દિલાસાના શબ્દો દૃષ્ટિગોચર થતા હતા, અને જાણે પરસ્પર કરેલા અનહદ ઉપકારના ભારથી બંને જણ દબાઇ ગયાં હોય એવી ભાવનાનું પત્રોમાંથી દર્શન થતું હતું. પોતાની સાથે પુસ્તકો લાવી હતી તે વાંચતી અને તેમાંથી બોધ ગ્રહણ કરતી. પ્રસંગે વાર્તાનાં અને કાવ્યનાં પુસ્તકો વાંચતી, બીજી સ્ત્રીઓ સાથે આનંદ ખાતર વાદવિવાદમાં ઉતરતી, સાંજે તળેટી સુધી દર્શન કરી ફરી આવતી, કોઇકોઈ વાર નદી કિનારે અને બાગમાં ફરવા જતી અને રાત્રે સરખેસરખી ગોઠણો મળી હાસ્યવિનોદ કરતી અને પછી પોતાની ઓરડીમાં જુદી જુદી તરંગાવળી ગુંથી નિદ્રા લેતી.

આવી રીતે થોડાક માસ ગાળ્યા, અને પાલીતણેથી નીકળવાના થોડા દિવસ અગાઉ રસિકલાલનો એક પત્ર તેના ઉપર આવ્યો. કુસુમ પોતાની ઓરડીમાં જઈ પત્ર ફોડી વાંચવા લાગી—

બેન કુસુમ !

તમારી ભાભી ચંદ્રમણિના સ્વર્ગવાસ પછી હું બેચેન રહું છું. પરણવાનો વિચાર મેં માંડી વાળ્યો હતો તે તમે જાણો છો, પરંતુ મારો ધંધો, એક નાનું બાળક, વૃદ્ધમાજી અને મારી નાની વય, આ બધા સંયોગો એકત્ર મળી મને પરણવાની ફરજ પાડે છે. અત્યાર સુધી શોકનું

બ્હાનું કાઢી મારા વડીલોએ બધાંને ના પાડેલી, પણ હવે દિવસો થઈ ગયા, વૈશાખ માસ બેઠેલો છે, લગ્નસરા શરૂ થઇ છે માટે શોકનું બ્હાનું હવે ચાલે તેમ નહીં હોવાથી મારાં માજીએ સગપણ કરવાની વાત બહાર પાડ્યાથી ચાર કન્યાઓ આવી છે, તેમાંની એક પ્રભાવતી નામે પંદર વર્ષની છે તેને તમે સારી રીતે ઓળખો છો એમ મારા જાણવામાં આવ્યું છે. જો તમે તેને પસંદ કરતાં હો તો મારાં માજીને કહું. તમારી સલાહ ઉપર સગપણનું કામ અવલંબીને રહેલું છે. ઉપરા ઉપરી ભલામણપત્રો અને તાર આવે છે. મારા વડીલો આગળ મારાથી બોલી શકાય તેમ નથી. આ તો પરાણે તમારી સલાહ લેવાનો અવકાશ મારાં માજી પાસેથી મેળવી શક્યો છું. માટે વળતી ટપાલે જવાબ લખશો. જો કે સંયોગોના દબાણથી પરણવાના નિશ્ચય ઉપર આવ્યો છું છતાં ફરી સલાહ માગું છું કે મારે પરણવું કે કેમ ? અને જો પરણવું તો પછી કોને ? માટે સલાહ આપશો. પ્રભાવતીને બધાં પસંદ કરે છે પણ તમારી પસંદગી ઉપર મેં રાખેલું છે માટે તરતજ જરૂર મને જવાબ લખી ખુલાસો આપશો. પત્રની રાહ જોઈ બેઠો છું.

લી. તમારો ભાઈ રસિકલાલ.

આ કાગળ વાંચી કુસુમ ઉંડા વિચારમાં પડી ગઈ. કાગળ હાથમાં લઈ ફરી ફરી વાંચવા લાગી, અને છેવટના બે વાક્યો ઉપર જુદાજુદા તર્કો બાંધી તેણે પોતાનું હૃદય ડહોળી નાખ્યું. તેના રસિકલાલ પ્રત્યેના નિર્મળ ભ્રાતૃભાવમાં હવે કાંઇક બીજા ભાવનું મિશ્રણ થતું હોય એવો આછો ભાસ થવા લાગ્યો. યુવાવસ્થાના કામી વિકારોનો બંધ જે

અત્યાર સુધી સખ્ત હતો તેમાં કાંઈક શિથિલતા પ્રવેશ કરવા લાગી અને " રસિકલાલ મારીજ પસંદગી કરે તો કેવું સારૂં ? " એવા વિચારોને ક્ષણવાર હૃદયમાં સ્થાન મળવા માંડ્યું, પણ મથાળે " બેન કુસુમ " અને નીચે " લી. તમારો ભાઈ રસિકલાલ " આ શબ્દો ઉપર દૃષ્ટિનાં કિરણો પડતાં, કિરણો દ્વારાએ ભાઈ બેનનો સ્નેહ પાછો હૃદયમાં સજડ થઇ નવીન વિચારોને દબાવી દેતો અને જરાક મન પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન કરતો. આવી સ્થિતિમાં તે જરાવાર થોભતી અને ફરી કાગળ વાંચતાં " પરણું તો કોને ? " એ એકલા વાક્ય ઉપર નજર પડતાં પાછા કામી વિકારો જાગ્રત થતા.

રાત પડી, પથારી પાથરી કુસુમ ઓરડીમાં સુઈ ગઈ. પણ રસિકલાલના આ કાગળે તેને આખી રાતનો ઉજાગરો કરાવ્યો. ઉંઘ આંખમાં ભરાઇ જાય, પાંપણો ભારે થઈ જાય, પણ મનમાંથી રસિક ખસે નહીં, અને નિદ્રાએ પણ હઠ લીધી કે હૃદયમાંથી રસિક ખસે તોજ મારે આંખમાં પ્રવેશ કરવો. " આ પત્રનો શો જવાબ લખવો ? મારે પરણવાનો વિચાર તો છેજ. ન્યાતના એકડામાં નજર કરતાં કોઈ વર જણાતો નથી કે જ્યાં મારૂં હૃદય આપી આરામ મેળવું. તો પછી રસિકલાલની માગણી કરૂં તો તેમાં શું પાપ છે ? પાપ ગણો કે અપરાધ ગણો તો તે માત્ર ન્યાતના એકડાના કાયદાનો ભંગ ! તે શીવાય બીજું શું ? પણ હું તો ન્યાત બહાર છું, પછી મને ન્યાતનું શાનું બંધન ? ન્યાતે તો સતાવવામાં અને મારી દુર્દશા કરવામાં બાકી રાખેલી નથી. માટે હવે કોઇપણ યોગ્ય સ્થળે પરણું તો

શું પાપ કે અપરાધ કરૂં છું ? રસિકલાલ મારી ન્યાતનાજ છે, પણ મારા ગોળના એકડામાં નથી એટલોજ વાંધો. આ વાંધો શું પાપ કે અપરાધ ગણાશે ? વળી પરણ્યા પહેલાં તરૂણ સ્ત્રી પુરૂષો એક બીજાને ભાઈ બેન એ શબ્દોથી સં-બોધી બોલાવે એ સ્વાભાવિક અને વિવેક ભરેલું છે તેથી એક બીજાને પરસ્પર પરણવાનો તેમનો હક નષ્ટ થતો નથી. હું કુંવારી છું તેથી રસિકલાલને પરણવામાં ધર્મ કે ન્યા-તનો બિલકુલ બાધ હોઈ શકે નહીં. પણ ઠીક, આ તો હું મારી જાતના વિચારો કરૂં છું, પરંતુ મારા વિચારોની સાથે રસિકલાલના વિચારો મળતા થશે ? તે મારા જેવું સાહસ કરશે ? તેમના વિચારો મેળવ્યા શીવાય નાહક મારા વિચારો ઉપરજ મોટી ઈમારત ચણવી શા કામની? તે તો મોટા કુટુંબવાળા છે, ન્યાત કદાચ તેમને પુછે અને ન્યાત બહાર પણ મુકે; મારા જેવા તે કાંઈ દુઃખી કે ન્યાત બહાર નથી. તેમને મારી ખાતર પીડામાં ઉતરવાની શી ગરજ? તેમને તો ઘણીએ કન્યાઓ મળે; પછી મારા જેવી વાંધાની કન્યા શા માટે સ્વીકારે ? મને તો કોઈ ન્યાતમાંથી મળતો નથી માટે રસિકલાલ તરફ નજર કરૂં છું. રસિકલાલને તેવું કારણ નથી એટલે તેમના વિચારો ક્યાંથી મારા વિચારોને મળતા થશે ? " એમ વિચારમાં મન ચગડોળે ચડ્યું.

થોડીવાર તે વિચારોને દબાવી રાખ્યા પણ ઉંઘ તો આવીજ નહીં. એવામાં તેને એક યુક્તિ કલ્પનામાં નજર આગળ ખડી થઈ. અને " ભલે તે યુક્તિનું જે પરિણામ આવે. તે ખરૂં પણ મારે તેમનું હૃદય ગમે તે જોખમે જાણી

તે યુક્તિ અજમાવી જોવી જોઇએ ” એવા નિશ્ચય ઉપર આવી કાગળ હાથમાં લઈ લખવા લાગી—

સ્નેહી રસિકલાલ !

તમારો પત્ર આજે મળ્યો. તમે પરણુવાની ઇચ્છા કરી તે ઘણુંજ સારૂં કર્યું છે, તમારા જેવા ગૃહસ્થને ઘરમાં ગૃહિણીની જરૂર છે એ સૌ કોઇ સમજે તેમ છે, તમારા પુછેલા બે સ્વાલોમાંથી હવે માત્ર એકજ સ્વાલનો જવાબ આપવાનો છે. “ પરણુવું તો પછી કોને ? ” તમને ચાર કન્યાઓ આવે છે તેમાં મોટી જે પ્રભાવતી છે તે સંબંધી મારો અભિપ્રાય માગો છો તો તે માટે આભારી છું. પરંતુ પ્રભાવતીને હું ઓળખતી નથી. પણ તમને ખાસ ભાર દઇને લખું છું કે તમારે ચાર કન્યામાંથી તમારી પત્નીની પસંદગી કરવાની નથી, પણ ચારના બદલે પાંચ કન્યાઓ ગણજો. તે પાંચમી કન્યા મારી સાથેજ છે અને તેજ કન્યા તમારે પસંદ કરવાની છે. તેને હું સારી રીતે જન્મથી ઓળખું છું. તમારી ન્યાતની અઢાર વરસની તમારા વિચારને મળતી, ભણેલી અને શાણી છે. તમે જ્યારે મારી પસંદગી ઉપરજ અવલંબીને રહ્યા છો તો મારો અભિપ્રાય છે કે આ પાંચમી કન્યા પરણવી. તમારા વડીલો ચાર કન્યા ગણતા હોય તો પાંચ ગણવી એમ તેમને સૂચના કરવી. લખો તો કન્યા લઇને તમારી પાસે આવું. માટે “ પરણુવું તો કોને ? ” એ તમારા બીજા પ્રશ્નનો જવાબ એ કે “ હું જે કન્યા લઇને આવું તેને.”

લી. સ્નેહાધીન કુસુમ.

આ પ્રમાણે પત્ર લખી ફરી બે વાર વાંચી સંતોષ પામી બરાબર બીડી સરનામું કરી ટપાલમાં નાખી દીધો. રેલ્વે ટ્રેનની એવી સારી સગવડ હતી કે કાગળ બીજા દિવસે રસિકલાલના હાથમાં આવ્યો. રસિકલાલે વાંચી તેમનાં માજીને બોલાવી સલાહ મેળવી તરતજ પાલીતાણે કુસુમને અર્જંટ તાર કર્યો કે "પત્ર મળ્યો, કન્યા લઈને તરતજ આવો, હવે જરાપણ રાહ જોવાનો અવકાશ નથી."

અર્જંટ તાર પહોંચતાં વાર શી ? બે કલાકમાં કુસુમના હાથમાં તાર આવ્યો. તાર કુસુમે પોતે વાંચી જોયો અને ધર્મશાળાનો મ્હેતો અંગ્રેજી ભણેલો હતો તેની પાસે વંચાવી ખાત્રી કરી અને તરતજ પહેલી ટ્રેનમાં કુસુમ નગર ઉપડી ગઈ.

બીજા દિવસે બપોરે કુસુમ નગર પહોંચી, ઘેર ગઈ અને ઘર ઉઘાડી સાફસુફ કરી, રસોઈ બનાવી વાળુ કરી સાંજે નિરાંતે રસિકલાલ વકીલને ત્યાં ગઈ. ઘરમાં પેસતાંજ રસિકલાલની માએ કહ્યું "કેમ કુસુમ બેન, આવ્યાં ? અમને તો ઉપરા ઉપરી શીફારસો, ભલામણો, કાગળો, તારો, જ્યારથી લગ્નની વાત બહાર પાડી છે ત્યારથી આવ્યાજ કરે છે માટે તમને તારથી બોલાવ્યાં છે, બીજા લોકો પણ આવ્યા છે. હવે બધો આધાર તમારી પસંદગી ઉપર છે. મરનાર વહુ ચંદ્રમણિ કરતાં ચડીઆતી નીકળે એવી સારી અને મોટી ઉમરની પસંદ કરવાની છે. તમે જાણો છો કે ઘરનો બોજો ઉપાડી લે એવી જોઇએ. તમારી પસંદગીની અને ભલામણની કન્યા તો સાથે તેડી લાવ્યાં છોને ?"

કુસુમે જવાબ આપ્યો "હા માજી, મારા ઘેર બેસાડી છે. અહીં તો શરમના લીધે ન આવે અને લાવીએ તોપણ ઠીક નહીં. મારા જેવડી મોટી કન્યા છે એટલે બહાર જતાં પણ શરમાય છે. "

માજીએ કહ્યું " હા બેન, એ વાત પણ ખરી, આપણે લોકલાજ પણ રાખવાની છે. જાઓ રસિકભાઇ ઉપર બેઠા છે, તમને ક્યારના સંભારે છે. ચંદ્રમણિ હતી ત્યારે તો તમે ઘણી વખત અત્રે આવતાં; પણ શું કરીએ ? નસીબમાં એ વહુ ભોગવવી નહીં લખેલી ! તેમાં કોઇનો ઉપાય છે ? " એમ કહી ડોશી આંસુ નાખવા લાગ્યાં.

કુસુમ તરતજ ઉપર ગઇ અને રસિકલાલના દિવાનખાનામાં ખુણામાં પડેલા કોચ ઉપર જઇ બેઠી અને બોલી " કેમ રસિકલાલ ખુશીમાં છો ને ? " હું તો સમજતી હતી કે તમે પત્રથી બોલાવશો પણ તાર મુકીને મને તેડાવી. તમારા તારે મારી યાત્રામાં કેટલો બધો ભંગ પાડ્યો !

કુસુમના આવા મશ્કરીના શબ્દો સાંભળી રસિકલાલે જવાબ આપ્યો " અલબત યાત્રામાં ભંગ તો પાડ્યો પણ તમારા વિના બધું અટકી પડ્યું છે. પરંતુ પેલી તમારી પસંદગીની કન્યા તમારી સાથે લાવ્યાં છોને ? "

કુસુમ જરા હસીને બોલી " હા સાથેજ છે, તે મારાથી જુદી પડતી નથી; જ્યાં હું ત્યાં તે, અને જ્યાં તે ત્યાં હું, એવો અમારો સંબંધ પાલીતાણામાં બંધાયો છે. "

આ શબ્દો સાંભળી રસિકલાલે જણાવ્યું " આમ કેમ કુસુમબેન બોલો છો ? હું મશ્કરીમાં પુછતો નથી."

કુસુમે કહ્યું " હું પણ ક્યાં હાસ્યવિનોદ કરૂં છું ? ચંદ્રમણિ ગયા પછી તો તમે પરણવાનો વિચાર માંડી વાળ્યો હતો અને પાછો આ વિચાર તમને ક્યાંથી સુઝયો ? "

રસિકલાલે જણાવ્યું " તેનાં કારણો તો મેં તમને કાગળમાં લખ્યાં છે તે છે. શું તે માનવા જોગ નથી ? "

કુસુમે જવાબ આપ્યો " તે કારણો કાંઈ ચંદ્રમણિ ભાભીના મરણ પછી નવાં ઉભાં થયાં નથી. જે હતાં તેજ અત્યારે છે; એમ કહો કે પ્રથમનું જે હૃદય હતું તે હૃદય હાલ નથી, બદલાયું છે. તે વખતે તો સાધુ થવાના હતા અને અત્યારે તો કન્યા પસંદ કરી વરરાજા બનવાની વાત કરો છો. તમારા વિચારમાં કેટલો બધો ફેરફાર ? આસ્માન જમીનનું અંતર ! "

રસિકલાલ બોલ્યો " તમે તમારા કરેલા બધા અભ્યાસનો ઉપયોગ મને બોલવામાં બાંધી લેવામાં કરવા માગતાં હો એમ જણાય છે. મારી વકીલાત કોરટમાં ચાલે છે, સુબા આગળ ચાલે છે, પણ તમારી આગળ ચાલતી નથી. આમ બોલીને મને અધીરો બનાવો છો. હવે કહોને તમારી પસંદગીની કન્યા ક્યાં છે ? મારાં માજી જોઇને પસંદ કરે. આપણે હવે આડી અવળી વાતો કોરે મુકી મુદ્દાની વાત ઉપર આવીએ. "

કુસુમે તરતજ જવાબ આપ્યો, " આ મારી વાત આડી અવળી નથી. મારી વાત કન્યાના મુદ્દા ઉપરજ છે. પણ સાંભળો રસિકલાલ, કન્યા તો તમારે પરણવી છે કે બીજાને ? જેને પરણવી હોય તે જુએ કે બીજું કોઇ

જુએ ! ધારો કે માજીએ જોઇ, પછી તમને પસંદ ન પડે તો કોણ જોખમદાર ? તમે તે કાંઈ નાના પંથવર છો કે આટલા બધા શરમાઓ છો અને માજીની પસંદગી ઉપર રહો છો ? ”

રસિકલાલે કહ્યું “ વાત તો ખરી છે કે મારેજ પસંદ કરવી જોઇએ ! પણ કુસુમબેન, તે બધી ગોઠવણ કોણ કરે ? અહીં જોવી શી રીતે ફાવે ?

કુસુમે જવાબ આપ્યો “ એમ સમજીને હું તેને અહીં લાવી નથી ” અહીં આવતાં તે શરમાય માટે મારા ઘેર રાખી છે, તમે જોવા માટે મારા ઘેર આવો અને તેની સાથે છુટથી વાતચીત કરો. મારા સ્વભાવે સ્વભાવ, મારી ઉમરે ઉમર, દેખાવમાં પણ મારા જેવીજ. મારો અને એનો ફોટો પડાવ્યો હોય અને એક બીજા સાથે સરખાવ્યો હોય તો જરૂર અજાણ્યો માણસ ભૂલ ખાય. આમ છે છતાં જાતે જોઈ ખાત્રી કરી પસંદ કરો અને હું કહું છું તે પ્રમાણે તે કન્યામાં ગુણો દેખો તોજ હા પાડજો. કહો કેટલા વાગે આવશો ? ”

આ સાંભળી રસિકલાલ વિચારમાં પડયો તેથી કુસુમે પ્રશ્ન કર્યો “ કેમ, શા વિચારમાં પડયા ? જે શંકા પડે તે મારા આગળ જાહેર કરો એટલે તેનો ખુલાસો આપું. કારણકે તમારા કહેવા પ્રમાણે થોડા વખતમાં ઘણું કામ આટપી લેવાનું છે. ”

રસિકલાલે કહ્યું “બીજો તો કાંઇ વિચાર નથી. પરંતુ હું એકલો તમારે ત્યાં રાત્રે આવું તે ઠીક લાગશે ? ”

કુસુમે તરતજ જવાબ આપ્યો "એમાં શું ! ખાસ કામના પ્રસંગે શું તમે મારે ત્યાં ન આવી શકો ? તમે તો મારા વકીલ થઈને મને સંકટમાંથી બચાવી છે તે આખું ગામ જાણે છે તો પછી તમે મારે ત્યાં આવો તેમાં કોઇને ખોટી શંકા લાવવાનું લેશ માત્ર કારણ નથી. કન્યા જોવાનું કારણ છે તે આડોશી પાડોશી પણ અનુમાન કરી શકે તેમ છે, કન્યા સાથે વાત કરવાની ગોઠવણ જેવી મારે ત્યાં થશે તેવી બીજા ઠેકાણે થશે નહીં. માટે હવે વિચાર નહીં કરતાં જણાવો કે કેટલા વાગે આવશો ?"

રસિકલાલે વિચાર કરી કહ્યું "હું આઠના સુમારે તમારે ત્યાં આવીશ."

કુસુમે કહ્યું "ઠીક ત્યારે જરૂર આઠ વાગે આવજો અને સાંભળો, પસંદ પડે તો તે કન્યા સ્વીકારવીજ પડશે. માટે બધાંની સલાહ મેળવવી હોય તો ભેગાભેગી મેળવીને આવજો. કોઇને પુછવાનું બાકી રાખશો નહીં. હું જાણું છું કે તમારા ઉપર મારા જેવાં બીજાં દબાણ પણ હશેજ. પણ એટલું તો તમારે ધ્યાનમાં રાખવાનું છે કે કન્યા તમને પસંદ પડયા પછી જો તમે તેનો સ્વીકાર નહીં કરો તો આ કુસુમને ખોટું લાગશે અને ફરી તમને મોંડું બતાવશે નહીં. જરૂર આઠ વાગે આવજો; હું હવે જાઉં છું" એમ કહી કુસુમ પોતાના ઘેર ગઇ.

કુસુમે ઘેર જઇ ઘરનો મેડો સાફ કરી ખુણામાં એક નાની પેટી મુકી તેના ઉપર દીવો ગોઠવી દીધો, અને બે ચાર પુસ્તકો મુકી દીધાં. સામી બાજુએ ત્રણ ચાર ખુરશીઓ પડેલી હતી તે બરાબર સાફ કરી ઠીક ગોઠવી

દીધી. નીચે ઓરડામાં જે જે ગોઠવણો કરવાની હતી તે બરાબર કરી પરસાળમાં ચોપડી લઈ વિચારમાં રાહ જોતી બેઠી. મોટા ઉંચા પર્વતના ઢાળની સાંકડી કિનાર પર ચાલી શિખર પર આવેલું સ્વર્ગનું સુખ લેવા જવામાં ઠોકરો ખાવાની, પગે કાંટા વાગવાની, નીચે મહાન ઉંડા ખાડામાં પડી જવાની ધાસ્તીની કલ્પના જેમ ચડનાર માણસ શરૂઆતથીજ ડગલે ડગલે કરે છે તેમ આ કુસુમનું કોમળ હૃદય વિધવિધ કલ્પનાઓથી ધડકવા લાગ્યું. “ માગણીનો સ્વીકાર થયો તો તો સુખનો સૂર્ય જે અસ્ત થયો છે તે પાછો ઉગવાનો. નહીં તો મરણની પથારી પાથરી સુઈ જઇ છેલ્લી ભર નિદ્રા લઈ દુઃખી જીંદગી પૂરી કરવી. ” આવા છેવટના વિચારો ઉપર ચડી ગઈ. જેમ જેમ આવા વિચારો તેના હૃદય ઉપર વધારે દબાણ કરવા લાગ્યા તેમ તેમ તે દૃઢ નિશ્ચય ઉપર આવતી ગઈ કે “પરણવું તો રસિકનેજ, નહીં તો ઝેર ખાઇ મરણ પામવું. ” મરણનું સાધન પણ પોતાની પાસે હતુંજ. તેના પિતાશ્રી લાલભાઇની અફીણની દાબડી તેની પાસેજ હતી, શી રીતે પીવું તે પણ જાણતી હતી. આવા વિચારોએ તેને ઘેરી લીધી.

રાતના આઠ વાગ્યા કે રસિકલાલ ઘેરથી નીકળ્યો. અંધારૂં હોવાથી સાથે એક નોકર ફાનસ સાથે લીધો. કુસુમ તો રાહ જોઈ રહી હતી એટલે ઘરના આંગણા આગળ તેમના પગનો જરા ખખડાટ થતાં તે પરસાળમાંથી ઉઠી ખડકીમાં બારણા આગળ આવી. કમાડ તો ઉઘાડાંજ હતાં. રસિકલાલ અંદર ગયો અને નોકર બહારના ઓટલા ઉપર ફાનસ લઇને બેઠો.

" કન્યા ઉપર બેઠી છે માટે ઉપર જઈશું તો ઠીક પડશે, ઉપર બધી ગોઠવણ રાખી છે." એમ કહી કુસુમ ખડકીના દાદર ઉપર ચડવા લાગી. રસિકલાલ પણ તેની પાછળ ઉપર ગયો. આ મેડા ઉપર હીંચોળો બાંધેલો હતો, તેના ઉપર રસિકલાલ બેઠો અને કુસુમ સામે ઉભી રહી. ગંભીર પણ હસતા મોંડે કુસુમ કહેવા લાગી " રસિકલાલ જુઓ, કન્યાને મળવાનો પ્રસંગ લાવી છું, જેટલા ખુલાસા કરવા હોય તેટલા કરજો, પછી મારા ઉપર રાખશો નહીં, મેં તમને ટુંકામાં કહ્યું છે કે તે મારા જેવીજ છે, આપણી કહેવત પ્રમાણે 'થોડું લખ્યું ઘણું કરી માનજો' તેટલામાં બધું સમજી લેજો; તમે બરાબર દસ મીનીટ પછી આ જોડેના ઓરડાની અંદર આવજો. તે અંદર બેઠી બેઠી વાંચે છે. હું તેની સાથે વાત ચીત કરી અંદરના દાદરથી ઉતરી નીચે ચાલી જઈશ. જુઓ આ ઘડીઆળમાં સાડાઆઠમાં દસ મીનીટ કમ છે માટે સાડા આઠનો ટકોરો થાય કે કમાડ ઉઘાડી અંદર દાખલ થજો, અને બાજુમાં મુકેલી ખુરશી ઉપર બેસજો. જરૂર જેવું હોય તો મને બોલાવજો. પણ મારી ગેરહાજરીમાં વાતનો ખુલાસો ઠીક થશે" એમ જરા હસતા મોંડે બોલી જોડેના ઓરડાનાં કમાડ ઉઘાડી પાછાં બંધ કરી અંદર જઈ નીચે ઉતરી ઓરડામાં જઇ નવીન કપડાં પહેરી કન્યાનો વેશ ધારણ કર્યો અને પાછી ઉપર આવી ખુણામાં મુકેલી પેટી આગળ શેત્રંજી ઉપર બેઠી અને જરા લાજ કાઢી દીવાની આગળ પેટી ઉપર ચોપડી ઉઘાડી જાણે વાંચવામાં ગર્ક થઇ ગઇ હોય તેવો ડોળ કરી, નીચી નજર રાખી જાણે

લજ્જાની મૂર્ત્તિ હોય તેવી શાંતિ ધારણ કરી સાડા આઠના ટકોરાની રાહ જોવા લાગી.

રસિકલાલ પણ સાડા આઠના ટકોરાની રાહ જોઈ રહ્યો હતો. દસ મીનીટ પૂરી થઈ કે ઘડીઆળમાં ટકોરો થયો. ટકોરાની સાથે રસિકલાલ હિંચોળા ઉપરથી ઉઠયો અને બારણા આગળ આવી ધીમે રહી કમાડ ઉઘાડી અંદર દાખલ થઇ ખુરશી ઉપર બેઠો. કન્યાનું મોં દીવા તરફ હોવાથી દેખાતું નહોતું, થોડી લાજ પણ કાઢેલી હતી, તેથી સાડીના ઝીણા છીદ્રોમાંથી તેના મોંના પ્રકાશનો આછો આભાસ થતો હતો. આંખો ચોપડી તરફ વળેલી હતી. આ બધા દેખાવથી રસિકલાલનું હૃદય ધડકવા લાગ્યું, જાણે 'એલ એલ બી'ની પરીક્ષા આપવા બેઠો હોય અને સ્વાલ પત્રો કેવા નીકળશે તેના વિચાર કરતો હોય એવી આ રસિકલાલની મનોદશા બની ગઈ. કેટલોક વખત તેણે રાહ જોઈ, પણ પેટી આગળ બેઠેલી કન્યાએ તો ઉંચુંજ જોયું નહીં. છેવટે રસિકલાલની ધીરજ ઉડી ગઈ ને ધીમે રહી બોલ્યો "કેમ કઇ ચોપડી વાંચો છો ?"

કન્યાએ ઘણાજ ધીમા સાદે ન ઓળખાય તેવી રીતે ટુંકામાં જવાબ આપ્યો " કાવ્યસરિતા "

આટલા શબ્દો બોલી પાછી બંધ થઈ ગઈ, એટલે ફરી સ્વાલ પુછવાની જરૂર પડવાથી રસિકલાલે પુછયું "કાવ્યસરિતામાંથી કયું કાવ્ય વાંચો છો ?"

કન્યાએ પ્રથમની માફક જવાબ આપ્યો " કુસુમની કળીનો બોધ. "



"કેમ, કઈ ચોપડી વાંચો છો ?"

કન્યાએ ઘણાજ ધીમા સાદે ન ઓળખાય તેવી રીતે ટુંકામાં જવાબ આપ્યો "કાવ્ય સરિતા." (પાન ૭૮). [ચિત્રકાર– રા. રવિશંકર રાવળ.]

રસિકલાલ મનમાં ધારતો હતો કે કાવ્યનું નામ દઈ કન્યા લાંબું વિવેચન કરશે એટલે વાતનો ઠીક પ્રસંગ આવશે; પણ કન્યા તો એટલા શબ્દો શીવાય બીજું કાંઈ બોલીજ નહીં. તેથી રસિકલાલને પાછો પ્રશ્ન શોધી કાઢવાની ફરજ પડી. જરા વાર રાહ જોઈને બોલ્યો " કેમ તમારૂં નામ શું ? "

કન્યાએ જણાવ્યું " કુસુમ. "

રસિકલાલે પુછયું " તમારા પિતાશ્રીનું નામ શું ? "

કન્યાએ જવાબ આપ્યો " લાલભાઈ. "

આ પ્રમાણે જવાબ સાંભળી રસિકલાલ આશ્ચર્યપૂર્વક હસતા મોંડે કહેવા લાગ્યો " અરે આ તો તમારી બેનપણીના નામે નામ, સાથે બાપનું નામ પણ તેજ ! નવાઈ જેવી વાત છે. મને લાગે છે કે મશ્કરી કરો છો. "

કન્યા બોલી " એમાં કાંઈ નવાઈ નથી, હાલમાં નવા સુધારાના વખતમાં ઘેરે ઘેર કમળા, કાંતિ, શાંતિ કુમુદ, કુસુમ, વગેરે નામો સાંભળવામાં આવે છે, આ નગરમાંજ કેટલી બધી કુસુમો છે તેનો તપાસ કરશો એટલે ખાત્રી થશે. વળી લાલભાઈ નામ પણ ઘણાનાં જોવામાં આવે છે એટલે નામો મળતાં આવે એમાં નવાઈ નથી. જુઠું બોલી મશ્કરી કરતી નથી. ખોટી વાત હોય તો તમારી કુસુમ બેનને પુછીને ખાત્રી કરો. "

રસિકલાલ વિચારમાં પડયો કે " જો કુસુમને બોલાવીશ તો છુટથી વાત કરવાનો પ્રસંગ મળ્યો છે તે પાછો જતો રહેશે. હવે વાત ઠીક છેડાઈ છે અને કાંઈક બોલવાની છુટ લીધી હોય એમ જણાય છે, માટે બીજો પ્રશ્ન

પુછી ખુલાસો લેવા દે ” એમ વિચાર કરી તેણે પુછયું “ તમારૂં ગામ ? ”

કન્યા બોલી “ મારૂં ગામ પણ આ જ છે. ”

રસિકલાલે કહ્યું “ કયાં રહો છો ? ”

કન્યાએ જણાવ્યું “ આ ઘરમાંજ રહું છું. ”

આ સાંભળી રસિકલાલ બોલ્યો “ આ તમારી વાત મનાતી નથી, આ ઘરમાં હું એક બે વખત આવેલો પણ મેં તમને જોયાં નથી, તમે જુઠું બોલો છો. ” એમ કહી જરા હશી પડયો.

કન્યા પણ જરા હશીને ધીમે રહી બોલી “ હું તો સાચે સાચું બોલું છું, કદાચ તમે જુઠું બોલતા હશો ” મેં તો તમને જોયેલા છે, અને તમે પણ મને જોયેલી છે.

આ તો અવળું કામ થઇ પડયું. કન્યા ઉપર અસત્યનો આરોપ મુકવા જતાં પોતાના ઉપરજ અસત્યનો આરોપ આવી પડયો. કોણ જુઠું એના વિચારમાં થોડીવાર રોકાયો. આટલા બધા સ્વાલ જવાબ થયા, પણ કન્યાએ તો ઉંચું મોં કર્યુંજ નહીં, શરીર પણ ફેરવ્યું નહીં. તેથી ચહેરો જોવાનો લાગ બરાબર સધાયો નહીં, પછી મન સાથે ચિંત્વન કરી વધુ ખુલાસો મેળવવા રસિકલાલે પ્રશ્ન કર્યો “ત્યારે કુસુમબેન ઉપર આફત આવી હતી તે તમે જાણો છો ? ”

કન્યાએ તરતજ જવાબ આપ્યો “ હા કેમ ન જાણું ? દરદીનું દિલ દરદી જાણે, મારૂ તે જાણે છે અને તેનું હું જાણું છું, બંને એકજ દરદથી પીડાઈએ છીએ, પણ........ ના ના, તે વાત પછી કહીશું. ”

રસિકલાલે અધીરા બની પુછ્યું "પણ" શબ્દ બોલી કેમ અટકી ગયાં? તે વાત પછી કહ્યા કરતાં હમણાં કહેશો તો જલ્દી ખુલાસો થશે.

કન્યાએ કહ્યું "હમણાં જાણવા માગો છો તો ભલે, સાંભળો, પણ તમે જે આફતની વાત કરો છો તે આફત તો મારા ઉપર પડી હતી તેનો ભેદ તમે જાણો છો?"

રસિકલાલ આવા માર્મિક શબ્દોથી સ્તબ્ધ બની ગયો અને વિસ્મય પામ્યો. કન્યાનો ધીમો પણ સ્પષ્ટ, ઝીણો પણ મધુર અવાજ કળી શક્યો નહીં. જરા મનમાં મુંઝાયો અને એક શંકાનો ખુલાસો કરતાં અનેક શંકાઓ ઉભી થવાથી "કુસુમબેન, નીચેથી જરા પાણી પીવાનું લાવોને" એમ જરા મોટા સાદે કુસુમને બોલાવવા લાગ્યો.

કન્યા આ શબ્દો સાંભળી વિચારમાં પડી કે "હવે ભેદ ખુલ્લો થવાનો પ્રસંગ નજદીક આવતો જણાય છે, માટે હવે વધુ સાવચેતીથી અને સમયસૂચકતા વાપરી છુટથી વાત કરી, ધારેલો હેતુ બર લાવવો જોઈએ. તે મને ખરા સ્વરૂપમાં ઓળખે તેના કરતાં હું તેને મારા ખરા સ્વરૂપની ઓળખાણ કરાવું તો ઠીક રમુજ આવે." આમ વિચાર કરી ધીમે રહી જવાબ આપ્યો "તમે કોને બોલાવો છો? કુસુમ તો તમારી સામે બેઠી છે, આ કુસુમને બોલાવો છો કે તે કુસુમને બોલાવો છો? જો હું જવાબ આપીશ તો તે નહીં બોલે, અને જો તે જવાબ આપશે તો હું નહીં બોલીશ. અમે બંને જણે સંપ કરેલો છે; અને તે એવો સજડ કર્યો છે કે જાણે અમે બે એકજ છીએ. જાણે હું તેના સ્વરૂપમાં મળી ગઈ છું, અગર તો તે મારા

સ્વરૂપમાં ભળી ગઈ છે. માટે તમારા મનમાં બે કુસુમની ભ્રમણા પેશી ગઈ હોય તો તે ભ્રમણા હવે જરા કાઢી નાખો, એટલે હું સાચી છું કે તમે સાચા, અગર હું જુઠી છું કે તમે જુઠા, એ બધું સમજાશે. પણ મને કહેતાં શરમ આવે છે કે તમે ભૂલકણા તો છો, બધુંજ ભૂલી ગયા છો."

રસિકલાલે જવાબ આપ્યો "મને તો બધુંએ યાદ છે, પણ તમારા ભેદની સમજણ પડતી નથી; માટે હવે તો મને કુસુમ બેનને બોલાવવા દો, તે બધો ખુલાસો કરશે, અને મનની ભ્રમણા ભાગશે ત્યારે શાંતિ વળશે."

કન્યાએ ગંભીરપણે જવાબ આપ્યો "તમારી ઇચ્છા એમ છે તો હું તેમને બોલાવી લાવું, પીવાને પાણી લાવવા પણ સૂચના આપું છું." એમ કહી મોં ભીંત તરફ રાખી શરમથી શરીર સંકોરતી દાદરથી નીચે ઉતરી તરતજ ઓરડામાં જઈ પ્રથમનાં કપડાં પહેરી, પાણીનો લોટો ભરી, ઉતાવળા પગે ઉપર આવી અને બોલી "કેમ રસિકલાલ, મને શા માટે બોલાવી? બોલાવવા માટે પાણીનું તો બ્હાનું જણાય છે, પણ કન્યા બરાબર ધારીને જોઇને? સાચે સાચું કહેજો. જે મેં કહ્યું હતું અને કાગળમાં લખ્યું હતું તેમાં કાંઈ ભૂલ છે? જાણે બરાબર હું જને?

રસિકલાલે પાણી પીને જણાવ્યું "મેં તો યુનીવર્સીટીની ઘણીએ પરીક્ષાઓ આપી પાસ થયો, પણ આ તમારી પસંદગીની કન્યાની પરીક્ષામાં સાવ નાપાસ નીવડયો. નામે નામ, ગામે ગામ, ઠામે ઠામ, બધુંજ મળતું, આ બધું શું સમજવું? કોરટમાં ગમે તેવા શાક્ષીદારને ઉલટ તપાસમાં પકડી પાડી જુઠા જેવો બનાવી મુકું છું,

પણ આ તમારી કન્યા આગળ તો ઉલટો હું જુઠો પડું છું. હું તો છેવટે મુંઝાયો એટલે મારી ભ્રાંતિ ભાગવા માટે તમને બોલાવ્યાં છે. તમને બે વખત બોલાવ્યાં પણ તમે નં બોલ્યાં. તેના ઉપર કન્યાએ વળી કેટલીક ફીલસુફી લગાડી ન બોલવાનું કારણ સમજાવી તે તમને તેડવા આવી. મને તો સમજણ પડતી નથી કે તે સાચી કે હું સાચો?

કુસુમે ખુલ્લા અવાજે કહ્યું "વાહ, એટલું પણ ન સમજી શકયા તે નવાઇ જેવી વાત છે. જુઓ તમે જ્યારે શાસ્ત્રની વાતો કરો છો ત્યારે કહો છો કે "આત્મા એજ પરમાત્મા છે" અને તેની પુષ્ટિમાં જણાવો છો કે "તરણા ઓઠે ડુંગર રે ડુંગર કોઈ દેખે નહીં" વીગેરે આવાં અનેક વાકયો બરાબર વિવેચન સાથે તમે સમજાવો છો, પરંતુ દિલગીરીની વાત એ છે કે સાક્ષાત જ્યારે તમને પરમાત્માનાં દર્શન થાય છે, તરણા ઓઠે રહેલો ડુંગર તમારી નજર આગળ દેખાવ આપે છે અને તમને તેનો અનુભવ લેવાનો અમુલ્ય વખત મળે છે ત્યારે તો તમે ભ્રમણામાં પડી બધું ભૂલીજ જાઓ છો. માત્ર મોંડાના વાદવિવાદ કરી દૂર ન રહો, પરીક્ષા બરાબર કરો; અને આત્મા એજ પરમાત્મા બનાવી ધર્મનું રહસ્ય આ દોરંગી દુનિયાને સમજાવો. તમારા જેવા નહીં સમજાવે તો કોણ સમજાવશે? આટલા મારા ખુલાસા છતાં હજુ તમારી ભ્રમણા દુર થઇ હોય એમ લાગતું નથી. તમારી ભ્રમણા કન્યાજ દુર કરશે. હું તેને તમારી આગળ જરા છુટથી વાત કરવા સૂચના આપીશ. પણ હવે મારે તમારૂં વચન જોઈએ છે, કારણ કે પુરૂષને ફરતાં વાર થતી નથી."

રસિકલાલે કહ્યું “ વળી તમે પણ કન્યાથી ચડીઆતો આરોપ મારા ઉપર મુકો છો. ”

કુસુમે જવાબ આપ્યો “ વાત ખુલ્લી છે, તમે પરણવાની તો ના પાડતા હતા અને અત્યારે કન્યા પસંદ કરવા બેઠા છો; હવે આથી બીજો કયો પૂરાવો જોઇએ છે ?”

રસિકલાલે કહ્યું “ હું તો બોલતાં બંધાઉ છું, ભલે વચન લેવું હોય તો લો, પણ શી બાબતનું તે તો જણાવશોને ?”

કુસુમે કહ્યું “ ત્યારે સાંભળો, કન્યા તો તમને બરાબર પસંદ પડીને ? ”

રસિકલાલ હશીને બોલ્યો “ તમારી પરીક્ષામાં શાની ભૂલ હોય ! તે માટે તો તમને તાર મુકીને બોલાવ્યાં. ”

કુસુમે જણાવ્યું “ ત્યારે હવે તમારે તેની સાથે લગ્ન કરવુંજ પડશે, અને તે માટેજ તમારૂં વચન માગું છું. હવે જો ના પાડશો તો હું તમને મોં બતાવીશ નહીં, અને આ કન્યા ઝુરી ઝુરીને મરણ પામશે. તેને પણ મારા જેવુંજ દરદ લાગુ પડયું છે. ”

રસિકલાલે કહ્યું “ કુસુમબેન, તમને એમ લાગે છે કે તમારો બોલ હું ઉથાપું ? ”

કુસુમ બોલી “ હા, તેમ બનવા જેવું છે, કન્યાના કહેવા પ્રમાણે તમે તો ભૂલકણા છો, તેથી કદાચ ભૂલી જાઓ, અગર ફરી પણ જાઓ, માટેજ હું વચન માગું છું.”

રસિકલાલે ગંભીરતાથી જણાવ્યું “ મારા શબ્દો પ્રતિજ્ઞાજ સમજજો. છતાં મારૂં વચન છે કે હું તેનો જરૂર સ્વીકાર કરીશ. પણ તેને ખાસ કરી સમજાવો કે તે બધો ભેદ ખુલ્લો કરે. ”

કુસુમે જવાબ આપ્યો "એ તો તમે મને ઉતાવળ કરી બોલાવી, જો ન બોલાવી હોત તો તેજ પોતાની મેળે ભેદ ખુલ્લો કરત. પણ હજુ શું બગડી ગયું છે? હું નીચે જઈ તેને મોકલું છું અને ભેગાભેગી ઈસારો પણ કરૂં છું કે 'તને રસિકલાલે પસંદ કરી છે,' એટલે તે બિચારી હવે ભવિષ્યમાં તમારી પત્ની થવાની આશાથી કાંઈક છુટથી વાત કરે. જો તે વાદવિવાદમાં પડશે તો મારાથી કમ ઉતરે તેમ નથી." એમ જરા કટાક્ષમાં બોલી હસતા મોંડે નીચે ઉતરી ગઈ; અને તરતજ ઓરડામાં જઈ કન્યાનાં કપડાં પહેરી કન્યા સ્વરૂપે બની, પાછી જરાક લાજ કાઢી શરીર સંકોરી, ભીંત સામી નજર રાખી પેટી આગળ પાછી કાવ્યસરિતા ઉઘાડીને વાંચવા બેઠી.

થોડીવાર રાહ જોઈ રસિકલાલે કહ્યું "કેમ, કુસુમબેને કાંઇ તમને કહ્યું છે કે?"

કન્યાએ જવાબ આપ્યો "હા, વાતનો ભેદ ખુલ્લો કરવાનું."

રસિકલાલે જણાવ્યું "ત્યારે હવે શાંતિ ભાગવામાં કોની રાહ જુઓ છો?"

કન્યાએ મોં નીચું રાખી હાથ પાછળ લાંબો કરી કાવ્યસરિતા આપી તદન ધીમા સાદે કહ્યું "'કુસુમની કળીનો બોધ' એ કાવ્યે અમને ઉંડી અસર કરી છે, અમને અત્યાર સુધી પરણવાનો વિચાર નહોતો, પણ જ્યારથી કાવ્યસરિતામાં એ કાવ્ય પાલીતાણામાં વાંચ્યું છે ત્યારથી અમારાં બંનેનાં મનને એમ થયું છે કે પરણવુંજ એમ કુદરત ફરજ પાડે છે, માટે જ્યાં પવિત્ર સ્નેહભાવ હોય ત્યાંજ

પોતાનું સુખ શોધી લેવું. એ કાવ્ય બરાબર વાંચી જુઓ અને વિચાર કરી વચ્ચેની પાંચમી ટુંકથી આઠ લીટીઓનો ભાવાર્થ સમજાવો. વચ્ચે લીટી દોરી નિશાન કર્યાં છે."

રસિકલાલે ઉભા થઈ કન્યાના હાથમાંથી કાવ્યસરિતા લીધી અને કાવ્ય મનમાં વાંચવા લાગ્યો—

## કુસુમની કળીનો બોધ.

( રાગ પ્રભાતીઉં—જળ કમળ છોડી જા તું બાળા—એ રાહ. )

કળી કુસુમની ખીલી અતિ, અંગે મનોહર શોભતી,
અંગે મનોહર શોભતી;
છે શોભતી રસ આપતી, રંગે રસેલી દીપતી. એ ટેક.
" શાથી હસે આ સમયમાં, ખીલી રહીને હૃદયમાં ?
જોને જગત આ નયનમાં, દુનિયા જણાયે ભૂલતી. કળી૦ ૧
તુજ આંખડી છે કોમળી, તું તો દિસે ભોળી ભલી,
આરૂ સુવાસિત હે કળી, નથી ખેલ તું આ સમજતી, કળી૦ ૨
તું જઈશ કરમાઈ ખરી, આ વાત મારી છે ખરી,
આવે દયારે તાહરી, તું તો દિસે છે મ્હાલતી, કળી૦ ૩
જે જાયું છે આ જગતમાં, જાવાનું તે તે પલકમાં,
ટકવાનું કો નવ ખલકમાં, તેવીજ તારી છે ગતિ," કળી૦ ૪

---

" ખીલી રહી હું ઉપવને, સુગંધ દેવા જગતને,
ઉપકાર કરવો જે બને, નથી કાંઈ બીજું ઈચ્છતી, કળી૦ ૫
હું જન્મી આ વેલી પરે, રે કોણ તે મિથ્યા કરે,
મૃત્યુજ સાંજે આખરે, તેનો નથી ડર રાખતી, કળી૦ ૬

ઉપકાર જો હું નવ કરૂં, ધિક્કાર જીવતર માહરૂં,
સુગંધ આપીને મરૂં, જીવન વૃથા નથી ગાળતી, કળી૦ ૭
સુગંધ દેવા ખીલી રહી, જગ જેથી સંભારે સહી,
મૃત્યુની ચિંતા છે નહીં, તેથી કળી હું ખીલતી. કળી૦ ૮

---

હું તો હિંસું ભોળી ભલે, કુદરત નીહાળું પળપળે,
પણ ચતુર તારી શી વલે? બુદ્ધિ નથી તુજ પ્હોંચતી, કળી૦ ૯
તેં ભાઇ જન્મી શું કર્યું ? શુભ કામ તેં શું આદર્યું ?
જો જીવન તારૂં ધૂળ ઠર્યું, સંભારશે નવ કો રતિ," કળી૦ ૧૦
"તુજ બેન, શીખામણ ખરી, સમજ્યો ન હું કુદરત જરી;
ખરી ભુલ મહાસુખની ઠરી, તારી નથી ભુલ લાગતી."કળી૦ ૧૧

રસિકલાલ આ કાવ્ય વાંચી મનન કરી ભાવાર્થ સમજાવવા લાગ્યો. કન્યાએ ગંભીરતાથી સાંભળી ધીમે રહી કહ્યું "એ ભાવાર્થ પોથીમાંનાં રીંગણાં સમજવાં કે કેમ?

રસિકલાલે જવાબ આપ્યો "એમ કેમ ?"

કન્યા બોલી "વળી એમ કેમ શું ?" તમને તમારી કુસુમબેનની જરા પણ દયા ન આવી ? "જે કુદરત મને પરણવાની ફરજ પાડે છે તે કુદરત શું કુસુમબેનને પરણવાની ફરજ નહીં પાડતી હોય ? મને લાગે છે કે તમે ભાવાર્થ સમજાવ્યો નથી પણ માત્ર શબ્દાર્થ સમજાવ્યો છે. એ કુસુમની કળી બોલતી નથી, પણ કુસુમબેનનું હૃદય બોલે છે. તે મરણનો પણ ડર રાખતી નથી." આમ બોલી ઘણા ધીરા અવાજે દયા ખાતી હોય એમ નીચું જોઈ કહેવા લાગી "જો તમે ભાવાર્થ બરાબર સમજ્યા

હો તો તમારી કુસુમબેનને પરણાવો. તમે તમારા આરામનું સ્થાન, જીંદગીનો સોબતી અને સુખ દુ:ખનો ભાગીદાર મેળવવાની શોધમાં મારી પાસે આવી જેવો પ્રયત્ન કરો છો તેવો પ્રયત્ન તમે તમારી કુસુમબેનનો પતિ મેળવવા કર્યો ?

રસિકલાલ વચ્ચે બોલ્યો "તમારી ભૂલ થાય છે. કુસુમ બેન માટે કોણ દયા ન ખાય ? તેના માટે તો હું જીંદગી આપવા તૈયાર છું, તેના ઉપકારો મારા સ્મરણ બહાર નથી. મારી સદ્ગત સ્ત્રીની માંદગીના વખતે તેણે કરેલી સારવાર હજુ મારી નજર આગળ ભમ્યા કરે છે, આવી કુસુમબેનના માટે શું હું પ્રયત્ન નહીં કરતો હોઉં ? તેના દરેક બોલ પાળવા તૈયાર છું. તેમણે તમારા માટે મને કહ્યું છે તે સ્વીકારવાને હું તેમનાથી વચનથી બંધાયો છું."

આ સાંભળી કન્યાએ શરમાઇને નીચું જોઈ હસતા મુખે કહ્યું "વચનથી બંધાયા છો તો તે વચન પાળી આ કન્યાને આભારી કરજો. અને તે સાથે હું તમને પુછું છું કે જેમ તમે મને મળવાને પ્રયત્ન કરી રહ્યા છો અને વચનો આપી રહ્યા છો તેમ જો તમારી કુસુમબેન પોતાનું આરામ સ્થાન પોતાના શુદ્ધ અને પવિત્ર સ્નેહ મંદિરમાં લેવા માગણી કરતી હોય તો તે વખતે તમારે તેને મદદ કરવી ન જોઇએ ? જેમ તેની પસંદગી ઉપર આધાર રાખી મારો સ્વીકાર કરવા તમે વચનથી બંધાયા છો તેમ તેના પતિની પસંદગીનો આધાર મારા ઉપર રાખી કુસુમબેનને પતિની સાથે જોડી દેવા તમે મને વચન ન આપી શકો ?"

રસિકલાલે કહ્યું "વાહ, એ તો હું ક્યારનો શોધીજ રહ્યો છું. તેના પતિની પસંદગી તમે કરી હશે તે બરા-

અરજ કરી હશે અને તે પણ કુસુમ બેનની સંમતિથીજ હશે, એટલે પછી તમારી સાથે વચનથી બંધાતાં મને શાની હરકત હોય? તમારા માટે કુસુમ બેનની પસંદગી, અને કુસુમ બેનના પતિ માટે તમારી પસંદગી, એના જેવું ઉત્તમ કામ બીજું શું?"

કન્યાએ જણાવ્યું "પણ જો જો, તે બંને કામમાં તમારા વચન ઉપરજ આધાર છે. એ પ્રમાણે ચાલશો તોજ કાવ્યનો અર્થ બરાબર સમજ્યા છો એમ હું માનીશ. જો જો, ફરી ન જાઓ, બેવચની ન થાઓ, નહીં તો કાવ્યમાં લખ્યું છે તે પ્રમાણે 'મૃત્યુજ સાંજે આખરે તેનો નથી ડર રાખતી' એ પરિણામ આવશે."

રસિકલાલે કહ્યું "પરીક્ષાની પણ સીમા હોય છે, મારા વચન ઉપર ભરોંસો રાખી ભ્રમણા દુર કરો."

કન્યા બોલી "ત્યારે તમે જરા મહેરબાની કરી તમારાં કુસુમ બેનને બોલાવો. મારે તમામ ખુલાસો તેમની રૂબરૂમાં કરવાનો છે, કારણ કે અત્યાર સુધી મારા સંબંધી વચનની વાત હતી, હવે તો ભેગા ભેગી તેમના સંબંધી વચનની પણ વાત આવી એટલે રૂબરૂમાં ઠીક રમુજ આવશે. તેનું સ્વરૂપ પ્રકટ થતાંજ બધી ભ્રમણા દુર થશે, માટે તમે બોલાવો."

રસિકલાલે તરતજ "કુસુમ બેન, કુસુમ બેન, જરા ઉપર આવોને." એમ ઉંચા સાદે તેને બોલાવી, છતાં કોઈ બોલ્યુંજ નહીં. ફરી બે વખત બોલાવી, પણ કાંઈ જવાબ મળ્યો જ નહીં. કોણ બોલે? આથી રસિકલાલે જણાવ્યું "કેમ કુસુમબેન બોલતાં નથી?"

કન્યાએ હસીને ખુલ્લા સાદે કહ્યું "એ તો હવે તમારાથી રીસાયાં છે. નહીં બોલે. તમારી પરમાત્મા રૂપ કુસુમબેન જુદી નથી, તે તો જુઓ, જરા નજર કરો, આ તમારી આગળ બેઠેલી કન્યાના આત્મામાં ભળી ગયેલી છે. રસિકલાલ, ભ્રમણાનો ત્યાગ કરી આ કુસુમની પરીક્ષા કરો. કુસુમ તો તમારી આગળજ ક્યારની બેઠી છે." એમ કહી થોડી કાઢેલી લાજ દુર કરી મોં ફેરવી હમેશની માફક સામું જોઈ રહી. એજ ક્ષણમાં તેની આંખમાં આંસુ ભરાઈ ગયાં. આંસુ છુપાવવાને તેણે ઘણોએ પ્રયત્ન કર્યો પરંતુ દાબી રાખેલા હૃદયના ઉભરાના ઉછાળાથી તેના ગાલ ઉપર આંસુનાં ટીપાં ટપકવા લાગ્યાં. દીવાનો સંપૂર્ણ પ્રકાશ તેના શ્યામણા પણ સુંદર મુખ ઉપર પડતો હતો. વચ્ચે વચ્ચે રૂમાલ હાથમાં લઈ આંખો સાફ કરતી.

આવા ચમત્કાર ભરેલા દેખાવથી રસિકલાલ આશ્ચર્ય ચકિત થઇ કુસુમની સામું જોઇ રહ્યો. તેનું હૃદય પીગળી ગયું, તે કાંઇ બોલી શક્યોજ નહીં.

થોડી વારે ધીમા સાદે કુસુમ બોલી "કેમ રસિકલાલ, હવે ભેદ ખુલ્લો થયોને ? હવે હું કાંઇપણ કહેવા માગતી નથી. આપેલું વચન પાળો. એકજ વચનમાં બે વચનનો સમાવેશ થઈ જાય છે, માટે ગભરાશો નહીં. જો મને આપેલું વચન પાળવું હોય તો મારી પસંદગીની આ પંડે બેઠેલી કુસુમ–કન્યાને સ્વીકારો. અને જો આ કુસુમ–કન્યાને આપેલું વચન પાળવું હોય તો આ તમારી કુસુમ ઉપર દયા ખાઇ કુસુમ–કન્યાની પસંદગીના રસિકલાલ પતિ સાથે કુસુમનાં લગ્ન કરો. કેમ, બંને વચનોના અર્થ બરા-

ખર સમજ્યાને? બંનેનો અર્થ એકજ છે. મારા ઉપર કરેલી દયાની કીંમત હું આંકી શકતી નથી. આપેલા વચન પ્રમાણે આ કુસુમને સ્વીકારી આભારી કરો."

રસિકલાલ ઉંડા વિચારમાં પડી ગયો. હવે શું જવાબ દેવો તેની સમજણ પડી નહીં.

કુસુમે પુછયું "કેમ બોલતા નથી? હવે હા કે ના, ગમે તે જવાબ આપ્યા વિના છુટકો નથી, જે જે શંકાઓ પડતી હોય તે તે કહો, હું તેના ખુલાસા આપું."

રસિકલાલે કહ્યું "કુસુમબેન, આ શું બોલો છો? અત્યાર સુધી આ રસિકલાલ આ કુસુમને કુસુમબેન કહી બોલાવે, કુસુમબેન ભાઈ કહી બોલાવે, ત્યાં પતિપત્નીના પ્રેમનો પ્રવેશ સંભવી શકે?"

કુસુમે જણાવ્યું "તેનો હું ખુલાસો આપું, જુઓ હું પવિત્ર અને શુદ્ધ કુમારી છું, મારો સ્વીકાર કરવામાં શું બાધ છે? ભલે દુનિયાની દૃષ્ટિમાં ગમે તેમ હોય, પરંતુ પરમેશ્વરની દૃષ્ટિમાં આપણું જોડું પવિત્ર મૂર્ત્તિ તરીકે ચીતરાશે. અલબત તમારો અને મારો ભાઈ બેન જેવો નિર્મળ સ્નેહ પતિપત્નીના પ્રેમમાં બદલાય તે માટે તમારૂં હૃદય તમને ડંખે છે તે હું કબુલ કરૂં છું. પણ જ્યાં સુધી મેં બીજાને પ્રેમ આપ્યો નથી ત્યાં સુધી તમારી સાથે પ્રેમથી જોડાવાને મને અધિકાર નથી? કુંવારી કન્યા જ્યાં સુધી ન પરણે ત્યાં સુધી તે બધા પુરૂષોને—કુંવારા કે પરણેલાને—ભાઈ કહી નથી બોલાવતી? પુરૂષો પણ કુંવારી કન્યાને બેન અને પુત્રી કહી નથી બોલાવતા? તેથી શું સગપણ કરતી વખતે કે લગ્ન કરતી વખતે તેનો વાંધો

કોઈ કન્યાએ કે કોઈ પુરૂષે અત્યાર સુધીમાં ઉઠાવ્યો છે? એક પણ દાખલો બતાવો તો મારી દલીલ પાછી ખેંચી લઉં. માટે તે ખ્યાલ કાઢી નાખો. તમે મને હવે ફક્ત કુસુમ એ નામથીજ બોલાવો. અને મને કન્યા ગણી જે ભાવથી વાત કરતા હતા તે ભાવ કાયમ રાખો. હું તમને મનથી વરી ચુકી છું. આ જીવનમાં તો હવે લગ્ન કરવું તો તમારી સાથેજ. વચન તો તમે આપેલું છે. એક નહીં પણ બે. તેનો ભંગ કરવો હોય તો કરો. પણ પરિણામ એ આવશે કે આ કુસુમનું મોં ફરી તમે દેખી શકશો નહીં. પરમાત્મા સ્વરૂપમાં બનેલો આત્મા બ્રહ્મ સ્વરૂપમાં ભળી જશે.

રસિકલાલ ધીમે રહી બોલ્યો "કુસુમ બેન, આમ ન કરો, હું તો સમજતો હતો કે ભ્રાંતિ ભાગવાથી મને શાંતિ વળશે અને આનંદ થશે, પરંતુ અત્યારે તો મારા મનની નૌકા વિચાર સાગરમાં પડી ડામાડોળ અવસ્થામાં આવી પડી છે. તમારા કાગળના શબ્દો, અને કન્યાના સ્વરૂપમાં તમે બોલેલા શબ્દો સત્ય છે. તમે મને આવી રીતે બાંધી લેશો તેનો ખ્યાલ મને સ્વપ્નમાં પણ ન હતો. મારે શું કરવું તે મને સુઝતું નથી. તમને મારી પત્ની બનાવવી એ તમારી માગણીનો સ્વીકાર મારાથી બની શકે?

કુસુમે કહ્યું "કેમ નહીં? એમાં શી વાર? ભાઈ બેનના સંબંધનો ખુલાસો તો મેં કરી દીધો. હવે શો વાંધો રહ્યો તે હું સમજતી નથી."

રસિકલાલે જણાવ્યું "પણ કુસુમ બેન, તેમ કરવાથી અત્યાર સુધી તમારા ઉપર કરેલા મારા ઉપકારો અને પરોપકારનાં સાહસો પાણીના રેલે તણાઈ જશે.

સગપણ થતાની સાથેજ દુનિયા કાંઇ જુદુંજ બોલશે. આપણા અત્યાર સુધીના પવિત્ર સંબંધને ન્યાત અને દુનિયા વ્યભિચારમાં ગણી લેશે, અત્યાર સુધી તમને સમજુ અને સુજ્ઞ લોકો એક પવિત્રતાની મૂર્ત્તિ અને નિર્દોષ કુમારિકા માને છે તે તમને એક વંઠી ગયેલી છોકરી તરીકે માનશે. મેં પરોપકાર વૃત્તિથી કરેલું કામ સ્વાર્થ સાધવાની ખાતર કર્યું છે એમ દુનિયા માની લઈ મારા ઉપર ફીટકારનો વરસાદ વરસાવશે."

આ શબ્દો સાંભળી કુસુમે જવાબ આપ્યો "રસિકલાલ, જરા વિચાર કરો તો આ તમારી દલીલોનો ખુલાસો સ્પષ્ટ છે, તમે પરોપકારનું સાહસ ખેડયું તે પછી મારી બેનપણી ચંદ્રમણિ દેવગત થઈ, તે વખતે તમારા લગ્નની વાત ક્યાં હતી? તમે તો છ માસથી રાંડયા છો એટલે દુનિયાને શંકા લાવવાનું કારણ નથી. એમ કહો કે આપેલા વચનમાંથી છુટવાની બારીઓ શોધવાનો તમે પ્રયત્ન કરો છો, અને ખોટાં બ્હાનાં બતાવો છો."

રસિકલાલે કહ્યું "તમારો ખુલાસો ખરો છે. પણ તેવું સમજનાર કોઈક નીકળશે. દુનિયા દોરંગી છે, એટલે તે એમજ સમજશે કે તેમને ખાનગી સંબંધ હોવાના કારણથી મોટું સાહસ ખેડી મદદ કરી, અને વખત આવે પોતાની પત્ની બનાવી ઘરમાં દાખલ કરી દીધી. વળી આ વાત મારાં માજી અને બીજાં વડીલો તથા સગા સંબંધીઓ જાણે તો મને ઘરમાં પણ રહેવા દે નહીં. ન્યાતવાળા ભેગા થઈ આખા કુટુંબને ન્યાત બહાર મુકી દે. તમે જાણો છો કે ન્યાતના ઝગડામાં તમારા પિતાના પ્રાણ ગયા,

મીલકત હરાજ થઈ. તમારી પણ આવી દશા કરનાર ન્યાતજ છે. આ બધું તમે જાણો છો અને અનુભવો છો તો પછી................"

વચ્ચે કુસુમ બોલી "તો પછી બીજું શું ? તો પછી જેમ મારા બાપની દશા થઇ તેવી મારી દશા થશે, હવે એટલુંજ બાકી છે."

રસિકલાલે કહ્યું "કુસુમ બેન, તમે આ શું બોલો છો ? તમારા આ શબ્દો મારાથી સહન થતા નથી. કુસુમબેન, એમ ન બોલો. તમારા માટે તમારા લાયક વરની શોધમાંજ છું. અમારી મંડળીમાં તેજ વિચાર ચાલે છે, સરકારી અમલદારોએ પણ વર શોધી કાઢવાની ખાનગી રીતે મનેજ ભલામણ કરી છે. હવે થોડા દિવસની રાહ જુઓ, સૌ સારૂં થશે."

કુસુમે જણાવ્યું "તે તો વાત ઉડી ગઈ છે. કુસુમના પતિ તરીકેની પસંદગી રસિકલાલની થઇ ગઈ છે, અને તે પ્રમાણે વર્તવા તમે કુસુમ–કન્યાને વચન આપેલું છે તે તમે યાદ કરો. મેં તમને એકવાર કહ્યું છે કે તમને મનથી પરણી ચુકી છું, તેમ છતાં જો તમે પરાણે મારી મરજી વિરૂદ્ધ બીજા સાથે મને પરણાવશો તો હું સુબા સાહેબને અરજી કરી લગ્ન અટકાવીશ. લગ્ન શી રીતે અટકાવવું તેનો રસ્તો તો તમેજ બતાવેલો છે, માટે મારી મરજી વિરૂદ્ધ જે પ્રયત્ન કરશો તે નકામાજ છે. હવે તમારી આવી એક પણ વાત સાંભળવી મને ગમતી નથી. ભલે આપેલું વચન પાળવું હોય તો પાળો, તમારા ઉપર મારૂં શું જોર છે ?"

રસિકલાલ બોલ્યો "કુસુમ બેન, આ તો શી રીતે બનશે ? તમારી સાથે સગપણ કરવાની વાત જો જરા બહાર પડી કે અમલદાર વર્ગ, વકીલ મંડળ અને બધા મિત્રો જે તમારી ગોઠવણની યુક્તિમાં ગુંથાઇ રહ્યા છે તે મારા સંબંધી શો વિચાર બાંધશે ? મારે મરવા જેવું થાય, માટે એ આગ્રહ છોડી દો. બોહઠ ન કરો.

આવા શબ્દોથી કુસુમની આંખમાં આંસુ ભરાઈ ગયાં, અને માથું પેટી પર મુકી રડવા લાગી. રસિકલાલે કહ્યું "કુસુમ બેન, આમ ન રડો, ધીરજ રાખો."

કુસુમ જરાવાર શાંત રહી, પછી સાવધ થઈ ધીમે રહી બોલી "તમને કુસુમની દયા નથી આવતી ? દોરંગી દુનિયાની ટીકા ઉપર ધ્યાન આપી, કુસુમના સુખનું નાવ જે તોફાની મહાસાગરમાંથી સહીસલામત પસાર થઈ કિનારા ઉપર આવવાની અણી ઉપર છે તેને નાની ખાડીમાં ડુબાવી દેતાં જરા પણ દયા નથી આવતી ? હું હઠ કરૂં છું કે તમારી દયાની માગણી કરૂં છું ? રસિકલાલ આવું ન બોલો. મને તિરસ્કાર કરી ન તરછોડો, આ કુસુમ હવે તમારીજ છે, તમારા શીવાય બીજાની થવાનીજ નથી. હવે વચન પાળવું હોય તો પાળજો. જો ન પાળવું હોય તો મહેરબાની કરી મારો પતિ શોધી કાઢવાની તસ્દી તમે લેશો નહીં, અને બીજાને તસ્દી આપશો નહીં, મારા નસીબમાં હશે તે થશે, પોતાના પતિ તરીકે આ ભવમાં કુસુમ રસિકલાલ શીવાય બીજાને સ્વીકારવાની નથી, વિચાર કરવાનો અવકાશ જોઇતો હોય તો કાલ સુધીનો અવકાશ આપુ છું. જેની સલાહ લેવી ઘટતી હોય તની લો."

રસિકલાલે કહ્યું " કુસુમ બેન, આટલું બધું કલ્પાંત ન કરો, જીંદગી ઉપર તિરસ્કાર ન લાવો. તમારી ઉમેદ બર લાવીશ, શાંત થાઓ, અને મને જવાની રજા આપો. રાત વીતી છે, પાડોશી લોકો પણ વહેમાશે."

કુસુમે તરતજ જવાબ આપ્યો " જે માણસ માત્ર પાડોશીના ખોટા વહેમથી ડરે છે, તે માણસ દુનિયાની ટીકા, ન્યાતનો ડર, સ્નેહીઓનો માર અને સગાનાં મ્હેણાં રૂપ ભાલાઓની તીક્ષ્ણ અણીઓના ઘા છાતીમાં સહન કરી આ નિર્દોષ બાળાનો હાથ શી રીતે પકડી શકશે? આ કુસુમની પવિત્ર માગણીનો તિરસ્કાર કરી બેવચની થઈ, દુનિયાના મારના પંઝામાંથી બચી, નિરાંતે ઉંઘવાનું પસંદ કરતા હો તો હું લાચાર છું. હું તમને બાંધી રાખતી નથી; કાલે રાતના ૧૧ વાગ્યા સુધી રાહ જોઈશ. માણસ મોકલી ચીઠીમાં જવાબ આપશો. હા કે ના. જેમ તમને યોગ્ય લાગે તેમ કરશો. હા આવશે તો આ કુસુમ તમારા સુખદુઃખની ભાગીદાર બની કલ્પનામાં કલ્પેલો સુખનો લ્હાવો લેવાને ભાગ્યશાળી થશે. નહીં તો પ્રભુ ઈચ્છા. હવે વધારે રોકી તમારો વખત લેવા માગતી નથી, એક વખતે તમારા ઘેર તમે મને હીંમત રાખવા કહેલું તે પ્રમાણે મેં હીંમત રાખી ન્યાતનો, બાપનો કે સગા વ્હાલાનો કોઈનો પણ ડર રાખ્યા શીવાય સુબા ઉપરની અરજી ઉપર મેં સહી કરી સાહસ ખેડેલું, તે મારી અબલા જાતિની હીંમત યાદ કરો અને તેની સાથે તમારી પુરૂષ જાતિની હીંમત સરખાવો. જેમાં જરા પાપનો પણ અંશ નથી, ઉલટું જેમાં એક મારા જેવી નિરાધાર પવિત્ર કુમારિકાનો હાથ પકડી

દુઃખના દરિયામાંથી અને મોતના પંઝામાંથી બચાવી અભયદાન આપવાનું અપુર્વ પુણ્ય સમાયેલું છે, એવા પરોપકારી સત્કાર્યમાં તમારી હિંમત દુનિયાના ડરથી ચાલતી નથી અને આ અત્યારનો આપણો નિર્દોષ પવિત્ર મેળાપ હોવા છતાં પણ એક પાડોશીના વ્હેમથી ડરી જઈ ઘેર જવાની ઉતાવળ કરી રહ્યા છો, તો હવે રસિકલાલ, હું મારી તમામ દલીલો લાચારીથી બંધ કરૂં છું. રસિકલાલ, હું હવે ચોવીશ કલાક તમારી હા ના ની ચીઠીની આશા ઉપર જ કાઢીશ. ભલે જાઓ, સુખી થાઓ. પણ રસિકલાલ, આપેલું વચન ભૂલી જશો નહીં. વચન પળાવવાં માટે નથી મારી પાસે સુબા સાહેબ જેવો હુકમ આપવા-નો અધિકાર કે નથી ન્યાતના શેઠની માફક ન્યાત બહાર મુકી ત્રાસ આપી જીવ લેવાની સત્તા; અધિકાર ગણો કે સત્તા ગણો, જે ગણો તે માત્ર તમારી પાસે મારો હાથ પકડવા માટે દયાની માગણીની આજીજી કરી આંસુ ના-ખવાની સત્તા" એમ કહી કુસુમ રડવા લાગી.

રસિકલાલે કહ્યું "કુસુમ બેન, તમારાં વચનોએ મારૂં હૃદય ભેદી નાખ્યું છે, મને કાંઈ પણ સુઝતું નથી, હું જાઉં છું. પણ તમે આમ નિરાશ થાઓ તે ઠીક નહીં. શાંતિ રાખો, કાલે જવાબ લખી માણસ મોકલીશ." એમ કહી દાદરે થઈ નીચે ઉતરવા લાગ્યો. કુસુમ પણ મોં સાફ કરી શાંત બની નીચે આવી. નોકર ઓટલા ઉપર ઝોકાં ખાતો હતો, તે રસિકલાલને બારણામાં દેખી ફાનસ લઈ તૈયાર થયો અને રસિકલાલ "જાઉં છું બેન" એમ કુસુમને કહી નોકર સાથે ઘેર ગયો.

રસિકલાલ ઘેર આવી સુઈ ગયો. આખી રાત વિચારમાં ગઇ પણ કાંઇ નિર્ણય ઉપર આવી શક્યો નહીં. વ્હાણું વાયું કે રસિકલાલની માએ પુછયું " કેમ ભાઈ, શું કરવું છે ? " જો કાલે બે માણુસો આવ્યા છે, અને આજે પણ આવશે, કાગળો આવ્યા છે. આપણે જો કોઇને ખુલાસો ન આપીએ તો ખોટું દેખાશે, ભાઈમાં મોટાઇ આવી ગઇ છે, અને ગર્વ વધી ગયો છે એમ લોકો વાતો કરશે. અત્યાર સુધી તો શોકનું બ્હાનું કાઢયું, પણ હવે તો તેમ કરવું નહીં ચાલે. તારી કુસુમબેને જે કન્યા તને બતાવી તે લેવાને તારો વિચાર હોય તો તેમની તરફથી રૂપીઓ લઇ નક્કી કર. પણ તે આપણા એકડાની હોવી જોઇએ."

આ બધા સ્વાલો રસિકલાલ સાંભળી રહ્યો, પણ શું જવાબ આપે ? તે કન્યા તો ખુદ કુસુમજ હતી. તે વાતનો ભેદ મા આગળ શી રીતે જાહેર કરે ? મનમાં મુંઝાવા લાગ્યો; પોતાના મિત્રોને પણ શું પુછે ? એક બાજુ રાતના કુસુમના શબ્દો અને બીજી બાજુ ન્યાત, લોકવ્યવહાર અને દુનિયાની ટીકા, એમ બે વચ્ચે સામસામી યુદ્ધ થવા લાગ્યું. પછી જરા વિચાર કરી રસિકલાલે માને પુછયું. " પણ માજી, હમણાં સગપણની વાત લંબાવીએ તો શું ? "

માજીએ જવાબ આપ્યો " રસિક, જો એમ થાય તો નાક કપાઈ જાય ! સગપણની વાત બહાર પાડી એ શું ? અને હવે ના કહીએ એ શું ? આપણે જવાબ દેવોજ પડે. જો તને કુસુમબેનવાળી કન્યા પસંદ ન પડતી હોય અગર તે એકડા બહારની હોય તો તે વાત પડતી મુક અને બીજાનો વિચાર કર. "

આ સાંભળી રસિકલાલે જરા રીસ ચઢાવી કહ્યું "મારો વિચાર હમણાં નથી, આગળ ઉપર જોઇ લેવાશે ?"

માજીએ જવાબ આપ્યો "આમ ન ચાલે, દીકરા, વિચાર કર, પાછળથી પસ્તાવો થાય, ભાઈ, આપણી ન્યાતના રીતરિવાજ તેં જોયા છે ?"

આ પ્રમાણે માજી દીકરાને શીખામણ દઇ રહ્યાં છે એટલામાં રસિકલાલના કાકા મોહનલાલ અને મામા માણેકલાલ બહાર ગામથી આવી પહોંચ્યા, તેથી માજીનો પક્ષ સબળ થયો. કાકા સાથે બે ત્રણ માણસો પણ હતાં. આ દેખી માજીને હિંમત આવી અને રસિકલાલને ઠપકો દેવાનો ઠીક લાગ ફાવ્યો. તે તેમના આગળ ફરીઆદ કરવા લાગ્યાં "જુઓને, રસિકલાલ સવારનો ઉઠયો છે ત્યારથી કાંઈ સગપણ બાબત ખુલાસો આપતો નથી, મન મુકીને વાત પણ કરતો નથી અને મારા ઉપર ચીડાઇને કહે છે કે 'મારે હમણાં સગપણ કરવું નથી.' જુઓ સગપણની વાત બહાર પાડી છે, ચારે ઠેકાણેથી કન્યાઓ આવે છે, હવે કર્યા વગર ચાલે ?"

કાકાએ કહ્યું "અમે બંને જણ પણ તેજ માટે આવ્યા છીએ; તમારો કાગળ આવ્યો એટલે અમે પણ વાત બહાર પાડી" એમ કહી પાસેના ઓરડામાં જઈ રસિકલાલને બોલાવી શીખામણ દેવા માંડયા "જો ભાઇ, આમાં તું ન સમજે, આ તો ન્યાતના વ્યવહારની વાતો રહી, નથી કાંઇ કોરટો કે કાયદાની ચોપડીઓ દેખાડીએ ! તારી મા ખરૂં કહે છે."

પછી મોહનલાલ, માણેકલાલ, અને માજી એમ ત્રણ જણની ત્રિપુટી એક ખુણામાં બેશી સલાહ મેળવવા લાગી.

મોહનલાલે કહ્યું " જુઓ, તમે તેની મા, હું તેનો સગો કાકો, અને આ તેમના મામા; હવે રસિકલાલને પુછીને શું કામ છે ? તમે કન્યા જુઓ, અને ચાંલ્લાનો રૂપીઓ લઈ લો. તમારા ઉપર જેમણે કાગળ લખ્યા છે તેમાંથી બે જણ અમારી સાથે આવ્યા છે. એક જણ તો કન્યા સાથે લઇને અમને ખાસ તેડીને આવ્યો છે. કન્યા સામે પાડોશીના ઘરમાં છે. માટે કન્યા જોઇને ખાત્રી કરો. સોળ વરસની છે, ભણેલી શાણી અને દેખાવડી છે, ઘરનો બોજો ઉપાડી લે તેવી છે. માટે હવે મૂરત મંગલ જોવાની જરૂર નથી. ન્યાતના ભાઇઓને બોલાવી સગપણ કરી નાખો. વકીલ સાહેબની સલાહ લેવાની જરૂર નથી. તેમની સલાહ પ્રમાણે રાહ જોવા જવામાં હવે એમ થશે કે "વર થયો વાશી તો કન્યા ગઇ નાશી" માટે આ કન્યા વધાવી લો. આજે બપોરના બધાઓને એકઠા કરી નક્કી કરી નાખીએ."

એમ આ ત્રણ જણની ત્રિપુટી એક મત ઉપર આવી બાજુના ઓરડામાં બેઠી. રસિકલાલ ઉઠીને ગેલેરીમાં ગયો તો પેલી આવેલી કન્યા સામે જરા બાજુએ પાડોશીના ઘરના ઓટલા ઉપર આવીને ઉભી રહેલી હતી, તેની તરફ રસિકલાલની નજર પડતાં તેને લાગ્યું કે જે કન્યા આવીછે અને જેના સંબંધી ખાનગી વાત ચાલે છે તે આજ હશે. દેખાવડી અને ચાલાક જણાઈ, શરીરના બાંધા ઉપરથી સોળ વરસની હોય એમ ખાત્રી થઇ. આવી રીતે ધારીને રસિકલાલ કન્યા જોઈ રહ્યો છે એટલામાં તેની મા, તથા મામા તેજ ઘરમાં દાખલ થયાં અને કન્યાને ઘરમાં અંદર તેડી ગયાં. આથી રસિકલાલને ખાત્રી થઈ કે તેજ કન્યા.

સગપણ કરવા આવનાર ગૃહસ્થો પણ રસિકલાલને જોઈને ખુશી થયા અને ધારવા કરતાં તે વધારે લાયકાત વાળા જણાયાથી તેમને સંતોષ થયો અને જેમ બને તેમ જલ્દી ચાંલ્લો કરી સગપણ કરવાનો આગ્રહ કરવા લાગ્યા. કન્યા જોઈ માજીનું મન ઘણુંજ હરખાયું અને તેની સાથેજ સગપણ કરવાનું નક્કી કર્યું. વાત મહોલ્લામાં ફેલાઈ રહી. રસિકલાલના વિચાર તો મનમાં ને મનમાંજ રહ્યા. પોતાની વાત પોતાના હાથમાં રહી નહીં. એટલામાં અસીલોની ધમાલ શરૂ થઇ. રસિકલાલ જમીને કોરટમાં ગયો. કોરટમાં જતી વખતે માજીએ રસિકલાલને સૂચના આપી "ભાઈ, કોરટમાંથી વ્હેલો બે વાગે આવજે, બધા ભેગા થવાના છે. તારી જરૂર પડશે, ભૂલમાં જાવ નહીં."

કોરટમાં રસિકલાલના અસીલનો કેસ નીકળ્યો; કેસ અંટપટીઓ હોવાથી બહુ લંબાયો, ત્રણ તો વાગી ગયા, પણ પાર આવ્યો નહીં. રસિકલાલને ઉપરા ઉપરી તેડાં શરૂ થયાં. દસ મીનીટ થાય કે માણસ તેડવા આવ્યાજ કરે. ચાર વાગતા સુધીમાં આઠ દસ માણસો આવી ગયાં, પણ કેસ પૂરો થયો નહીં. તેથી રસિકલાલે ખાસ અગત્યના કામ માટે ઘેર જવા કેસ બંધ કરવા કોરટને અરજ કરી. પ્રથમ તો કોરટે સાફ ના પાડી. પણ તેના એક વિદ્વાન મિત્રે રસિકલાલ તરફથી વગર વકીલાતપત્રે વકીલાત કરી કોરટને વિનંતી કરી કે "રસિકલાલ ઘેર જવાનું કારણ કોરટમાં જણાવતાં શરમાય છે માટે તેમની વતી હું જાહેર કરૂં છું કે તેમનું આજે સગપણ કરવા ન્યાતના ગૃહસ્થો અને વડીલો બે કલાકથી તેમના ઘર આગળ ભેગા થઈ રહ્યા છે અને રસિકલાલની

રાહ જોઇને બેશી રહ્યા છે. આઠ દસ માણસો તેડવા આવ્યા છે. અત્યારે ગયા વિના ચાલે તેમ નથી, માટે તેમને રજા મળવી જોઇએ." આવો હાસ્યમય વાદવિનોદ ધ્યાનમાં લઈ કોરટે તે કેસ બંધ રાખી રસિકલાલને રજા આપી.

રસિકલાલ કોરટમાંથી નીકળ્યો. તેડવા આવેલા આઠ દસ માણસો અને અસીલો સાથે સાડા ચાર વાગે ઘર આગળ આવી પહોંચ્યો. દિવાનખાનું જ્ઞાતિ બંધુઓ અને સંબંધીઓથી ચીકાર ભરાઈ ગયું હતું. રસિકલાલ ઉપર ગયો. બધાએ આગ્રહ કરી તેને વચ્ચે નાખેલી ગાદી ઉપર કાકાની પાસે બેસાડયો. કન્યાના બાપે ઉભા થઈ રસિકલાલને ચાંલ્લો કરી ચોખા ચોડી રૂપીઓ તેના કાકા મોહનલાલના હાથમાં આપ્યો અને ધીમે પણ બધા સાંભળે તેવી રીતે તે જણાવવા લાગ્યો "અમારી છોડી કમળાવતીનું સગપણ તમારા રસિકલાલની સાથે કરીએ છીએ" એમ કહી પોતાના સ્થાને બેશી ગયો.

મોહનલાલ કાકાએ તરતજ બધાંને ચા પાણી પાઈ પાન સોપારી આપ્યાં. ત્યાર બાદ બધા ધીમે ધીમે ત્યાંથી વેરાવા લાગ્યા.

સગપણ થયાની વાત ગામમાં ફેલાઈ. રસિકલાલ તો કાકા, મામા અને માજીની આગળ કાંઇ દલીલ કરી શકયોજ નહીં અને મુંગે મોંડે જે થયું તે સ્વીકારી લીધું. વાળુ કર્યા પછી રસિકલાલ પોતાના શયનગૃહમાં એકલો આરામ ખુરશી ઉપર બેઠો અને વિચાર સાગરમાં ડુબી ગયો. "કુસુમને શું લખું? હા લખવાની વાત તો હવે રહીજ નહીં. ત્યારે હવે ના લખવાથી શું ફાયદો છે? ઉલટું તેના

મનને દિલગીરી થશે અને તે કલ્પાંત કરશે, માટે ના તો લખવીજ નહીં." એવા નિશ્ચય ઉપર આવ્યો અને જાણે કુસુમનો મોટો અપરાધ કર્યો હોય એમ તેના કુસુમ પ્રત્યેના વિચારોએ તેના મોંડાને નિસ્તેજ અને અપરાધી બનાવી દીધું.

રાત પડી, ઘડીઆળમાં સાત વાગ્યા. કુસુમ રસિકલાલની ચીઠીની રાહ જોઈ રહી છે, પણ ચીઠી લઈ કોણ આવે? હાના સંદેશાના બદલામાં વાતાવરણમાં કાંઈક નવીન વાત ફેલાયેલી જણાઈ. બહાર પાડોશીઓના મોંડેથી અવાજ આવવા લાગ્યા કે "પેલા રસિકલાલ વકીલનું સગપણ કમળાવતી વેરે થયું. તે છોડી પણ અત્રે આવી છે, સગપણ તેના કાકા મામાએ આવીને કર્યું." આ શબ્દો કુસુમના કાને પડતાં તેના શરીરનું નૂર ઉડી ગયું. સાંભળેલી વાતની ખાત્રી કરવા માટે બહાર આવીને પાડોશીઓને પુછવા લાગી તો જે સાંભળ્યું હતું તેજ ફરીને સાંભળ્યું. શબ્દો હૃદય ઉપર કારી ઘા સમાન લાગ્યા, ઘરમાં આવી મેડી ઉપર ગઈ અને આંસુ નાખવા લાગી, કુસુમની ખીલતી કળી કરમાવા લાગી અને નિરાશાનું આવરણ છવાઈ રહ્યું.

"નિરાશામાં અમર આશા છુપાઈ છે" એમ કુસુમના મનને શંકા પડી. "વાત ખોટી તો ન હોય? ખોટી અફવાઓ ઉડે છે, જોયેલી વાતો ખોટી પડે છે તો સાંભળેલી વાત ઉપર ભરોંસો રાખી સાહસ ખેડવું તે ઠીક નહીં. પણ ચીઠી તો ન આવી. ત્યારે ચીઠી લખી હું ખુલાસો મંગાવું તો?" એમ વિચાર કરી કાગળ હાથમાં લીધો અને પેન્સીલ લઈ ચીઠી લખવા માંડી—

સ્નેહી રસિકલાલ !

તમારૂં સગપણ આજે કમળાવતી સાથે થયું એમ લોકોના મોંડેથી વાત સાંભળી છે. આ વાત ખરી છે? જો ખરી હોય તો મારી આશીષ છે કે જોડું સુખી અને દીર્ઘાયુષી રહો. તરતજ જવાબ આપશો.

લી. છેલ્લી આશીષ આપનાર
કુસુમના પ્રણામ.

આ પ્રમાણે ચીઠી લખી એક કવરમાં બીડી ઉપર રસિકલાલનું નામ લખ્યું. પણ હવે આ ચીઠી કોની સાથે મોકલી તેનો જવાબ મેળવવો તેનો વિચાર કરવા લાગી. છેવટે હિંમત લાવી પાડોશીના ઘેર જઇ એક ઓળખીતી આધેડ ઉમરની બાઇનોકરને ત્યાં મોકલી અને કહ્યું કે "જવાબ જરૂર લેતી આવજે." તે પ્રમાણે તે બાઇએ રસિકલાલને ત્યાં જઈ રસિકલાલને બોલાવી ચીઠી આપી.રસિકલાલે કવર ફોડી ચીઠી વાંચી. "ઉભાં રહો, હું જવાબ લખી આપું છું" એમ કહીતે ઉપર ગયો અને શું જવાબ લખવો તેના વિચારમાં પડયો. ઘણા ઘણા તર્કો દોડાવ્યા પણ કાંઈ સુઝયુંજ નહીં અને છેવટે ચીઠીની નીચેજ લખ્યું કે—

બેન કુસુમ !

વાત ખરી છે, અને તે મારી લાચારીનુંજ પરિણામ છે. મારો અપરાધ માફ કરશો.

લી. અપરાધી
તમારો ભાઈ રસિકલાલ.

આ પ્રમાણે શબ્દો લખી ચીઠી બીજા કવરમાં બીડી નીચે આવીને તે બાઇને આપી ઉપર જઇ નિશાસા નાખી મુંઝવણુના ઉંડા દરિયામાં ગર્ક થઈ ગયો.

બાઇ ચીઠીનો જવાબ લઈ કુસુમની પાસે આવી અને ચીઠી આપી પોતાના ઘેર ચાલી ગઇ. કુસુમ ધ્રૂજતા હાથે ફોડી અને ધડકતા હૃદયે તે વાંચવા લાગી ' વાત ખરી છે ' વાંચતાંજ ચોવીસ કલાકમાં બાંધેલી આશાઓ ઉડી ગઈ અને પોતે કરેલા નિશ્ચય પ્રમાણે રાતના અગીઆર વાગે મરણુ શરણુ થવાની તૈયારી કરવા લાગી. તેણે આ સમયે શરીરમાં કાંઈ જુદાજ પ્રકારની હિંમત ધારણુ કરી. મનમાં અનેક પ્રકારના વિચારો થવા લાગ્યા પણુ છેવટે પોતાના નિશ્ચયને વળગી રહી. કુસુમ નીચે જઈ ઓરડામાંથી પોતાના પિતાની અફીણુની ડાબડી અને પ્યાલી લઇ આવી. ડાબડી ઉઘાડી અફીણુ કાઢયું; પાણીનો લોટો પાસે પડેલો હતો તેમાંથી પાણી લઈ મોટા પ્રમાણુમાં કસુંબો બનાવી પ્યાલીમાં ભરી પ્યાલી દીવાની પાસે મુકી દીધી, અને બાજુમાં છેવટની નિદ્રા લેવા માટે પથારી પાથરીને તૈયાર કરી તે પર બેઠી અને અફીણુની પ્યાલી પીવાને હાથમાં લીધી કે મનમાં વિચાર થયો " અરે ! આ પ્રમાણે અફીણુ ખાઈને માસ મરવાથી કદાચ નિર્દોષ કોઇ આડોશીપાડોશી કે કોઇ સગા-સંબંધીના ઉપર સરકારી અમલદારો, અનુમાન કે ખોટા શક ઉપરથી, અગર કાળીદાસ જેવા પ્રપંચી, પાપી, નીચ અને કસાઇથી પણુ ભુંડા અને કાળાં કૃત્ય કરનાર જ્ઞાતિજનની શીખવણીથી અને લાલચથી અવળે રસ્તે દોરાઇ ખોટો આરોપ મુકી તેમને હેરાન કરશે તો તેનો બચાવ કોણુ

કરશે ? મારી ખાતર કદાચ તેના નિરપરાધી પ્રાણને નુકસાન થાય તો ? ” આવી અનેક શંકાઓથી પોતાનું હૃદય ખાલી કરવા તેણે એક કાગળ હાથમાં લીધો અને કેટલોક વખત વિચાર કરી તેમાં નીચે પ્રમાણે લેખ લખ્યો—

મૃત્યુલેખ—હું મારી રાજીખુશીથી, મારી દુઃખી જીંદગીથી કંટાળી, અફીણ ખાઈ મરણ પામું છું. મારા કર્મ શીવાય બીજા કોઈનો દોષ હું કાઢતી નથી. પરંતુ જે વાતાવરણમાં ન્યાય ધર્મ અને સત્યના પ્રકાશનાં ઉજ્જવળ કિરણો ફેલાઈ રહ્યાં છે ત્યાંથી આકાશવાણીના ઉદ્ગારો નીકળશે કે ન્યાતના અન્યાય ભરેલા ત્રાસથી અને જુલમથી હું નિર્દોષ કુમારિકા અફીણના ઝેરની ભોગ થઈ પડું છું. અને દુનિયાને મારી નમ્ર પ્રાર્થના છે કે જો કોઈને મારા કુટુંબની અને મારી દુર્દશાનો હેવાલ દુનિયાની દૃષ્ટિ આગળ પ્રસિદ્ધ કરવાની ઇચ્છા થાય તો તેણે પ્રસિદ્ધ કરવો અને મારા હેવાલમાંથી મારા કુટુંબની અને મારી બળતી આંતરડીના નિશાસાની જ્વાળાઓનો સમૂહ મારી જ્ઞાતિમાં જે પરમેશ્વરથી જરાપણ નહીં ડરતાં, સત્ય, ધર્મ અને ન્યાયને કોરે મુકી, પોતાનો સ્વાર્થ સાધવાની ખાતર પ્રપંચ જાળો પાથરી ગરીબ નિરાધાર અને નિરપરાધી જ્ઞાતિબંધુઓને ફસાવી નિર્દય બની લોહી પીવામાં મગ્ન થઈ આનંદ માની રહ્યા છે તેમના ચરણકમળમાં અર્પણ કરી અર્પણપત્રિકા લખવી.

લી. ન્યાતના ડરથી કોઇનું શરણ નહીં મળવાથી
અફીણ ખાઈ પ્રભુના શરણે જનાર
**કમનસીબ કુમારિકા કુસુમ.**



ન્યાતના અન્યાય ભરેલા ત્રાસથી અને જુલમથી હું નિર્દોષ કુમારિકા અફીણના ઝેરની ભોગ થઇ પડી છું. (પાન ૧૦૬).

[ચિત્રકાર– રા. રવિશંકર રાવળ.]

આ પ્રમાણે કાગળ ઉપર લખી, ફરી વાંચી, કાગળ પેટી ઉપર મુકયો. ઉડી ન જાય એટલા માટે તેના ખુણા ઉપર ચોપડી મુકી દીધી. મધ્યરાત્રીની શાંતિ ફેલાઇ રહી, અને ઘડીઆળમાં બારના ટકોરા થયા. કુસુમ તૈયાર કરેલી ઝેરની પ્યાલી હાથમાં લઈ, પરમેશ્વરનું નામ દઈ ત્રણ નવકાર મંત્ર ભણી પી ગઈ અને પોતાના હાથેજ પાથરેલી પથારીમાં દુનિયાને છેલ્લા પ્રણામ કરી છેલ્લી ભરનિદ્રા લેવાને સુઈ ગઇ. ઝેરે પોતાનો અમલ બજાવી દીધો અને કુસુમનો અમર આત્મા તેના દેહનો ત્યાગ કરી ઉડી ગયો. હમેશ માટે ઉડી ગયો. બિચારી નિર્દોષ કુમારિકા કુસુમની દયા કોઇને ન આવી.

**કોની ખાતર? ન્યાત, તારી ખાતર.**

---

## ફરી દેખવાની છે નહીં.

(ગઝલ.)

કળી કુસુમની ઉડી ગઈ! કરમાઇને તે ખરી ગઈ!
દુનિયાથી તે ચાલી ગઈ! ફરી દેખવાની છે નહીં! ૧

કલ્પાંત કે રૂદન કરો! આંસુથી બે આંખો ભરો!
કોટી ઉપાયો આદરો, ફરી ખીલવાની છે નહીં! ૨

કુસુમ કહેતાં બોલતી, દૃષ્ટિ અમિ ભરી જોડતી,
તે દૃષ્ટિ દિલ દર્શાવતી ફરી જોડવાની છે નહીં! ૩

સ્નેહી ભલેને ટળવળે, કહો 'કુસુમ' બોલાવે ભલે,
ઉત્તર હવે ક્યાંથી મળે? ફરી બોલવાની છે નહીં! ૪

દેખી કુસુમનું આ બહન, કદી ન્યાતને આવે રૂદન,
કદી જીગરથી પસ્તાય પણ ફરી ઉઠવાની છે નહીં! ૫

સંભારીને મનનાં વચન ઝૂરી મરે કદી રસિકજન
કિન્તુ હવે દુખીઆરૂં મન ફરી ખોલવાની છે નહીં! ૬

દુનિયાથી કંટાળી જઈ પ્યાલી ભરીને પી ગઈ!
પીને પછી ઉંઘી ગઇ ફરી જાગવાની છે નહીં! ૭

આ પ્યાલી કડવી ઝેરની, અમૃત સમી દુઃખથી ગણી,
પીને પ્રભુ શરણે ગઇ ફરી આવવાની છે નહીં! ૮

કર્મે લખાયું જે ખરે કોઈ નહીં મિથ્યા કરે,
શાને મહાસુખ તું રડે? ફરી દેખવાની છે નહીં! ૯

ૐ શાંતિ! શાંતિ! શાંતિ!



# ગુરૂ શિષ્ય સંવાદ.

પાત્રો—સમજુલાલ મહેતાજી; અને ચંદ્રકાન્ત, રવિશંકર, વસંતરાય અને ઉદ્ધતશંકર એ ચાર તેમના શિષ્યો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—નિશાળ.

ગુરૂ—છોકરાઓ, જો કે તમે કક્કો શીખી ગયા છો, છતાં આજે મારા વાંચવામાં એક નવીન સંગીત રાષ્ટ્રીય કક્કો આવ્યો છે તે હું તમને શીખવું. ઘણોજ સહેલો અને બોધદાયક છે, સમજ્યા. વળી તે ગાયનમાં છે માટે તમને ખાસ ધ્યાન દઈને શીખવવો પડશે, સમજ્યા, પણ-( જરા મનમાં વિચાર કરી ) મારો વિચાર એમ થાય છે કે હું તે તમને કાલે શીખવું, સમજ્યા, કારણ કે આજે મારૂં મન સ્થિર નથી. હવા લેવા દવાખાનામાં જવું છે, સમજ્યા. ( એમ કહી કક્કાવાળો કાગળ પાછો વાળી દઈ કોટના ખીસામાં મુકી દીધો અને ખીસામાંથી શીશી બહાર કાઢી ટેબલ ઉપર મુકી ).

ઉદ્ધતશંકર—પણ સાહેબ, લાવો શીશી, હું દવા લઈ આવું, આપ કહેશો તે પ્રમાણે હું ડૉક્ટર સાહેબને કહીશ. ( બાજુમાં મોં રાખી પોતાના મનથી ) કક્કા શીખવો મટયો, હવા લેવા જવા દે, એટલે રમતા

રમતા જઈશું અને રમતા રમતા આવીશું, એટલામાં વખત પૂરો થશે અને ઘેર જઈશું.

ચંદ્રકાન્ત—સાહેબ, આપો તેને શીશી, ઉદ્ધતશંકર લઈ આવશે. આપ સાહેબ કક્કાની શરૂઆત કરી થોડો ઘણો શીખવો, ગાયનમાં છે એટલે અમને જલદી આવડશે.

ગુરૂ—કહેવું બરાબર છે, લે ઉદ્ધતશંકર આ શીશી, સંભાળજે, ફુટી ન જાય, સમજ્યા, ડૉકટરને કહેવું જે અમારા સમજુલાલ મહેતાજીના ઘરમાં તાવ આવ્યો છે, માટે તાવ તરતજ ઉતરે એવી દવા આપો, સમજ્યા, લે જા, જલદી આવજે.

ઉદ્ધત—જાઉં છું સાહેબ, જલદી દવા લાવીશ.

ગુરૂ—પણ અલ્યા ઉદ્ધતશંકર, તું જાણે છે કે દવાખાનું ક્યાં છે ? સમજ્યા.

ઉદ્ધત—હા સાહેબ, સમજ્યો, પેલા ઉંચે ટેકરે.

ગુરૂ—અલ્યા ભૂલ્યો, પેલી ઉંચી ફળીમાં, સમજ્યા.

ઉદ્ધત—હા, હા, સાહેબ, ઉંચી ફળી ને ઉંચો ટેકરો એકજ છે, ભણેલા સુધરેલા ઉંચી ફળી કહે છે, પણ બધા ગામના લોકો તો ઉંચો ટેકરો કહે છે. મેં બરાબર જોયું છે, હમણાં લાવું છું. ( એમ કહી જાય છે. )

ગુરૂ—( જરા વિચાર કરી ) અલ્યા ચંદ્રકાન્ત, તેને પાછો બોલાવ, મને શંકા છે કે તે બરાબર મારૂં કહેવું સમજ્યો નહીં હોય. માટે તેને પુછી જો કે મેં શું કહ્યું છે. સમજ્યા.

ચંદ્રકાન્ત—એ અલ્યા ઉદ્ધત! પાછો આવ, સાંભળ, સાહેબે શું કહ્યું છે તે બરાબર સમજ્યો છે?

ઉદ્ધત—હા, હા, હા, બરાબર સમજ્યો છું, સમજ્યા વિના દવા લેવા જતો હઈશ? એટલી મારામાં અક્કલ નથી?

ચંદ્રકાન્ત—ત્યારે તું શું સમજ્યો છે તે તું મને કહે.

ઉદ્ધત—મને મહેતાજીએ સાફ કહ્યું છે કે તેમના ઘરને તાવ આવ્યો છે, માટે તાવ ઉતરે એવી દવા આપો, વળી બીજું શું?

ચંદ્રકાન્ત—અલ્યા 'ઘરને' તાવ આવ્યો છે એમ નહીં, પણ 'ઘરમાં' તાવ આવ્યો છે એમ કહેવું. ઘરને તે વળી તાવ આવતો હશે?

ઉદ્ધત—ત્યારે વળી ઘરમાંએ તાવ આવતો હશે? ચાલ મહેતાજી પાસે, બરાબર ખુલાસો કરીએ. તું પણ ક્યાં મારાથી વધારે સમજ્યો છે? (એમ કહી બંને મહેતાજી આગળ આવ્યા.)

ચંદ્રકાન્ત—સાહેબ, આ ઉદ્ધતશંકર આવ્યો. આપની શંકા ખરી છે, તે બરાબર સમજ્યો હોય એમ જણાતું નથી.

ગુરૂ—અલ્યા ઉદ્ધતશંકર, ડૉકટરને શું કહીશ?

ઉદ્ધત—સાહેબ! ઘરને તાવ આવ્યો છે માટે દવા આપો એમ કહીશ, પણ ચંદ્રકાંત કહે છે કે 'ઘરમાં' કહેવું, ત્યારે આપ કહેતા હો તો 'ઘરમાં' કહું. ઘરને અને ઘરમાં શો ફેરફાર છે? મને તો બધુંએ સરખું લાગે છે.

ગુરૂ—( જરા મેં બગાડીને ) તમે હજુ વ્યાકરણ શીખ્યા નથીઃ સમજ્યા, શીખ્યા હોત તો વિભક્તિઓના ભેદ હું તમને સમજાવી શકત અને બીજી અને સાતમી વિભક્તિના પ્રત્યયમાં કેટલો બધો ફેર છે તે હું સમજાવત. વિભક્તિના પ્રત્યયના ફેરફારથી ઘરનું માણસ બને છે અને માણસનું ઘર બને છે, સમજ્યા ? પણ અલ્યા ઉદ્ધતશંકર, 'ઘરમાં' એટલે શું તે સમજ્યો છે ને ?

ઉદ્ધત—હા સાહેબ, ઘરમાં એટલે ઘરમાં, ઘરની અંદર, ઘરની બહાર નહીં, બીજું શું ?

ગુરૂ—આ તો જંગલી જેવો છે, બેવકુફ, 'ઘરમાં' એટલે 'બૈરાંને' સમજ્યા.

ઉદ્ધત—ઠીક સાહેબ, હવે સમજ્યો. ઘરમાં બૈરાંને તાવ આવ્યો છે એમ કહીશ. ( એમ કહી ચાલ્યો એટલે મહેતાજી કક્કો શીખવવા માટે ખીસામાંથી કાગળ કાઢવા તૈયાર થાય છે કે થોડેક દુર જઈ ઉદ્ધતશંકર પાછો આવી શંકાથી પુછવા લાગ્યો ) પણ સાહેબ, આપના ઘરમાં બૈરાંને તાવ આવે છે તે વાત બરાબર, પણ ઘરમાં તો આપનાં માજી, મોટાં બેન, તથા મહેતીજી, એમ ત્રણ બૈરાં છે અને શીશી તો મને એકજ આપી છે, માટે બીજી બે શીશીઓ માગશે ત્યારે મારે શું કરવું તેનો ખુલાસો લેવા આવ્યો છું. બધાંની ભેગી દવા એકજ શીશીમાં લાવવી હોય તો ભેગી લાવું.

ગુરૂ—આ તો તદન અક્કલ વગરનો છે, સમજ્યા. રવિશંકર, તું મોટો છે, જરા બાજુમાં લઈ જઈ તેને સમજાવ.

રવિશંકર—( રવિશંકર ઉભો થઈ ઉદ્ધતને બાજુમાં લઇ જઇને ) અલ્યા ઉદ્ધત, બૈરાંનો અર્થ સમજ્યો નહીં ? બૈરાં એટલે બે ચાર બૈરાં નહીં પણ મહેતીજી. હવે બરાબર સમજ્યોને ? મહેતીજીને તાવ આવ્યો છે એમ કહેજે.

ઉદ્ધત—હા, હવે બરાબર સમજ્યો, આગળથી મને મહેતાજીએ મહેતીજી કહ્યું હોત તો આટલો વખત જાત ? મહેતાજીને કહેજો કે હવે ભૂલ નહીં થાય ( એમ કહી ઉદ્ધત દવા લેવા ગયો અને રવિશંકર પોતાની જગાએ બેઠો. )

ગુરૂ—રવિશંકર, તેને અર્થની બરાબર સમજ પાડીને ?

રવિશંકર—હા સાહેબ, બરાબર સમજ પાડી છે, હવે ઉદ્ધતશંકર ભૂલે તેમ નથી.

ગુરૂ—( ખીસામાંથી કક્કાનો કાગળ કાઢી ) છોકરાઓ સાંભળો, આ રાષ્ટ્રીય કક્કો છે. સમજ્યા. તે હાલમાં આપણા દેશમાં ચાલતી હીલચાલનું ભાન કરાવે છે, દેશના આગેવાનોનાં નામ યાદ કરાવે છે સમજ્યા ? શીખવામાં સાદો અને સરળ, અને મોંડે કરવામાં ઘણો સહેલો છે, સમજ્યા. સાંભળો હું ગાઉં છું; હું એક લીટી બોલી રહું કે તમે તે લીટી બોલજો. સમજ્યા. ઉદ્ધતશંકર દવા લઇને આવે તેટલામાં જેટલો શીખવી શકાશે તેટલો હું તમને શીખવીશ. સમજ્યા. ( એમ કહી કક્કો ગાવો શરૂ કર્યો )

# સંગીત રાષ્ટ્રીય કક્કો.

( રાગ-પીલુની રાહ. )

આ તે કક્કો કેવો ? ભાઇ મોંડે કરવા જેવો, એવો કક્કો,
સ્વદેશી બંધુ શીખો એવો કક્કો,
સ્વદેશી બેનો શીખો એવો કક્કો. એ ટેક૦

ક આ તે કક્કો કેવો ? ભાઇ કામધેનુ જેવો, એવો કક્કો, સ્વદેશી૦ ૧
ખ આ તે ખખ્ખો કેવો ? ખાદી પ્હેરાવે એવો, એવો ખખ્ખો, સ્વદેશી૦ ૨
ગ આ તે ગગ્ગો કેવો ? ભાઇ ગોખલેના જેવો,
એ તો ગાંધીજીના જેવો, એવો ગગ્ગો, સ્વદેશી૦ ૩
ઘ મોટો ઘઘ્ઘો કેવો ? ઘોડે ચડાવે એવો, એવો ઘઘ્ઘો, સ્વદેશી૦ ૪
ઙ ઙ' અક્ષર કેવો ? ભાઇ અંગકસરત સેવો, એવો કક્કો, સ્વદેશી૦ ૫
ચ આ તે ચચ્ચો કેવો ? ભાઈ ચેતી ચાલો એવો, એવો ચચ્ચો સ્વદેશી૦ ૬
છ આ તે છછ્છો કેવો ? છોડાવે દુઃખથી એવો, એવો છછ્છો સ્વદેશી૦ ૭
જ આ તે જજ્જો કેવો ? જગાડે જલ્દી એવો, એવો જજ્જો, સ્વદેશી૦ ૮
ઝ મોટો ઝઝો કેવો ? ભાઇ ઝગડો કાઢે એવો, એવો ઝઝો, સ્વદેશી૦ ૯
ઞ ઞ અક્ષર છે કેવો ? તે રાખી મુકવા જેવો, એવો કક્કો, સ્વદેશી૦ ૧૦
ટ આ તે ટટ્ટો કેવો ? ભાઇ ટાળે ખોટી ટેવો, એવો ટટ્ટો, સ્વદેશી૦ ૧૧
ઠ આ તે ઠઠ્ઠો કેવો ? ભાઈ ઠાલી ઠકરાઇ ઠેલો, એવો ઠઠ્ઠો, સ્વદેશી૦ ૧૨
ડ આ તે ડડ્ડો કેવો ? ભાઇ ડાહપણ લાવે એવો, એવો ડડ્ડો, સ્વદેશી૦ ૧૩
ઢ આ તે ઢઢ્ઢો કેવો ? ભૂમિની ઢાલ જેવો, એવો ઢઢ્ઢો, સ્વદેશી૦ ૧૪
ણ ણ અક્ષર છે કેવો ? તે ગણગણ બોલે એવો, એવો કક્કો, સ્વદેશી૦ ૧૫
ત આ તે તત્તો કેવો ? ભાઇ તીલક મ્હારાજ જેવો, એવો તત્તો, સ્વદેશી૦ ૧૬
થ આ તે થથ્થો કેવો ? ભાઇ થોડું બોલે એવો, એવો થથ્થો, સ્વદેશી૦ ૧૭

દ આ તે દદ્દો કેવો ? ભાઇ દાદાજીના જેવો,
તે તો દાસબંધુ જેવો, એવો દદ્દો, સ્વદેશી૦ ૧૮

ધ આ તે ધધ્ધો કેવો ? ધ્વજ ફરકાવે એવો, એવો ધધ્ધો, સ્વદેશી૦ ૧૯

ન આ તે નન્નો કેવો ? ભાઈ નહેરૂ નરના જેવો, એવો નન્નો, સ્વદેશી૦ ૨૦

પ આ તે પપ્પો કેવો ? ભાઇ પાળો ગાયો એવો, એવો પપ્પો, સ્વદેશી૦ ૨૧

ફ આ તે ફફ્ફો કેવો ? ફાંસીથી છોડે એવો, એવો ફફ્ફો, સ્વદેશી૦ ૨૨

બ આ તે બબ્બો કેવો ? ભાઇ બેડી તોડે એવો, એવો બબ્બો, સ્વદેશી૦ ૨૩

ભ આ તે ભભ્ભો કેવો ? ભણાવે દેશી એવો, એવો ભભ્ભો, સ્વદેશી૦ ૨૪

મ આ તે મમ્મો કેવો ? ભાઈ મહંમદઅલી જેવો,
એ તો માળવીઆના જેવો, એવો મમ્મો, સ્વદેશી૦ ૨૫

ય ય અક્ષર છે કેવો ? ચરોડા જેહ ખોચે, એવો કક્કો, સ્વદેશી૦ ૨૬

ર આ તે રર્રો કેવો ? ભાઈ રેંટીઆના જેવો, એવો રર્રો, સ્વદેશી૦ ૨૭

લ આ તે લલ્લો કેવો ? ભાઇ લાલાજીના જેવો, એવો લલ્લો, સ્વદેશી૦ ૨૮

વ આ તે વવ્વો કેવો ? ભાઇ વંદેમાતરમ્ જેવો, એવો વવ્વો, સ્વદેશી૦ ૨૯

શ આ તે શશ્શો કેવો ? ભાઇ શૌકતઅલી જેવો, એવો શશ્શો, સ્વદેશી૦ ૩૦

ષ આ તે ષષ્ષો કેવો ? તે બોલે ખખ્ખા જેવો, એવો ષષ્ષો, સ્વદેશી૦ ૩૧

સ આ તે સસ્સો કેવો ? સ્વરાજ લાવે એવો,
એ તો સત્યાગ્રહી જેવો, એવો સસ્સો, સ્વદેશી૦ ૩૨

હ હ અક્ષર છે કેવો ? ભાઇ હિંસા છોડે એવો,
એ તો હિંદમાતા જેવો, એવો કક્કો, સ્વદેશી૦ ૩૩

ળ ળ અક્ષર છે કેવો ? તે લાગે લલ્લા જેવો, એવો કક્કો, સ્વદેશી૦ ૩૪

ક્ષ ક્ષ અક્ષર છે કેવો ? ક્ષમા બતાવે એવો, એવો કક્કો, સ્વદેશી૦ ૩૫

જ્ઞ જ્ઞ અક્ષર છે કેવો ? ભાઇ જ્ઞાનદરિયા જેવો, એવો કક્કો, સ્વદેશી૦ ૩૬

આ તે કક્કો કેવો ? ભાઇ મહાસુખ આપે એવો, એવો કક્કો, સ્વદેશી૦ ૩૭

સમજુલાલ મહેતાજી શીખવતા શીખવતા થ અક્ષર સુધી આવ્યા કે ઉદ્ધતશંકર દવાખાનામાંથી દવા લઇને આવ્યો.

ઉદ્ધત—( શીશી બતાવીને ) સાહેબ, દવા લઈ આવ્યો, ડાકટર સાહેબ બહુજ સારા છે, મેં તો આપનું નામ દીધું કે તેમણે તરતજ દવા આપી.

ગુરૂ—પણ મૂરખ, દવા મારા માટે તો નથી લાવ્યો ને ?

ઉદ્ધત--ના, ના, સાહેબ એમ નહીં, હું તો આપનું નામ દઇને આપની મહેતીજી માટે લાવ્યો છું, વારે વારે કાંઇ ભૂલ થાય કે ?

ગુરૂ--ઉદ્ધત, તું હજી બોલવામાં સુધર્યો નહીં. કેમ બોલવું તે શીખવું જોઈએ, સમજ્યા. બોલવામાં મારા તારાનો વિવેક સમજવો જોઈએ, સમજ્યા.

રવિશંકર--ઉદ્ધતશંકર, તારામાં હજુ અક્કલ આવી નહીં, તારી ઘણીજ ભૂલો થાય છે, તને વિવેક અને મર્યાદાથી બોલતાં આવડતું નથી. તું એક ભૂલ સુધારે છે કે બીજી ભૂલ કરે છે. મહેતાજી તે તને કેટલી વાર શીખામણ આપી સુધારે ?

ઉદ્ધત--રવિશંકર, મેં શી બીજી મોટી ભૂલ કરી તે તો બતાવીશને ? અમે અક્કલ વગરના, અને રવિશંકરભાઈ અક્કલવાળા ?

રવિશંકર--મારા તારાનો વિવેક સમજવો જોઇએ.

ઉદ્ધત--વળી મારા વિવેકમાં અને તારા વિવેકમાં કંઈ ફેર હશે કે ? બધાના વિવેક સરખાજ હોય. જુઓ, મને વિવેકનો પાઠ શીખવાડવા બેઠા છે ?

રવિશંકર—એમ નહીં. વિવેક તો બધાના સરખાજ હોય પણ બોલવામાં મારૂં અને તારૂં સમજવું જોઈએ. કોને મારૂં કહેવું જોઈએ અને કોને તારૂં કહેવું જોઈએ એ બધાના ભેદ તારે સમજવા જોઈએ.

ઉદ્ધત—મારૂં શું અને તારૂં શું એ પણ સમજવાની મારામાં અક્કલ નથી? એમાં શું ભારે સમજવાનું છે? મારૂં તે મારૂં અને તારૂં તે તારૂં; મારૂં તે કાંઈ તારૂં કહેવાય નહીં, અને તારૂં તે કાંઈ મારૂં કહેવાય નહીં.

વસંતરાય—રવિશંકર, ઉદ્ધતને સમજાવતાં તને નહીં આવડે. તે તો સહેજ વાતને રજની ગજ કરી તારૂં માથું ફોડાવશે. મને તેને સમજાવવા દે.

ઉદ્ધત—રવિશંકર સમજાવીને થાકયો, હવે વસંતરાયભાઈ સમજાવે છે. સાંભળો, સમજાવો વસંતરાયભાઈ, જાણે હું એકલો ગાંડો અને આ બધા ડાહ્યા.

વસંતરાય—મહેતાજીનું કહેવું તું સમજ. મહેતાજીને એમ ન કહેવાય કે "દવા આપની મહેતીજી માટે લાવ્યો છું." મહેતીજી તે આપણાં કે તેમનાં. આપણે તો એટલુંજ કહેવું જોઇએ કે "દવા અમારાં મહેતીજી માટે લાવ્યો છું"

ઉદ્ધત—પણ રવિશંકરે તો મને શીખવ્યું છે કે "બૈરાં એટલે મહેતીજી." માટે મહેતીજીના બદલે બૈરાં શબ્દ વાપરી તમારા કહેવા પ્રમાણે "દવા અમારાં બૈરાં માટે લાવ્યો છું" એમ કહું તો શું ખોટું?

રવિશંકર—અરરરરરં! બેવકૂફ એમ તે બોલાય કે? તને સમજણ પડે છે કે તું શું બોલે છે? તારી જીભ

કાપી નાખવી જોઇએ. તારી તે કેટલી બધી ભૂલો સુધારવી ? મારા તારાનો ભેદ સમજાવવામાં મહેતીજી અને બૈરાંના અર્થનો મોટો ગોટાળો વાળી દીધો.

ચંદ્રકાંત—કેમ ભાઈ વસંતરાય, તમે પણ ઉદ્ધતશંકરને સમજાવીને શું સાર કાઢયો ? ઉલટા મહેતાજીને શરમાઇને નીચું જોવા જેવું તમે કરી મુકયું.

ગુરૂ—છોકરાઓ, હવે શાંત થાઓ. ઉદ્ધતશંકરને હવે કોઈ છેડશો નહીં. સમજ્યા. અલ્યા ઉદ્ધત, તું બોલવામાં ચાલાક છે પણ જરા વિવેક શીખ વિવેક. સમજ્યા.

ઉદ્ધત—સાહેબ શીખું તો છું પણ ભૂલી જાઉં છું. પણ સાહેબ, આજનો મારો કક્કો ગયો તે હવે મને કોણ શીખવશે ? કાલે મને પુછશો તો શું જવાબ દઇશ ? ભૂલ પડશે તો માર પડશે, અને નંબર છેલ્લો આવશે. માટે વસંતરાયને કહો કે તે મને શીખવે, હું તેના ઘેર જઇશ, વસંતરાયને ગાતાં સારૂં આવડે છે સાહેબ.

ગુરૂ—અરે વસંતરાય ? ઉદ્ધતશંકર તારા ઘર આગળ આવે તો કક્કો શીખવજે, સમજ્યા, જુઓ છોકરાઓ, આજે તો તમને થ અક્ષર સુધી કક્કો શીખવવામાં આવ્યો છે, સમજ્યા, બાકીના અક્ષરો કાલે પૂરા કરીશું. હવા આવી છે અને વખત પણ થયો છે, ઘંટ વાગ્યો, સમજ્યા. ચાલો નંબર પૂરાવો ૧-૨-૩-૪ વંદેમાતરમ્ (એમ કહી બધા જાય છે.)

## પ્રવેશ ૨ જો.

સ્થળ—નિશાળ.

ગુરૂ—કાલે બાકી રહેલો કક્કો શીખવું. "શ" સુધી તો તમે સારી રીતે શીખી ગયા, સમજ્યા. હવે "હ" થી શરૂ કરીએ. સાંભળો—

( મહેતાજી હ થી શરૂ કરી કક્કો પૂરો કરે છે )

ગુરૂ—છોકરાઓ સાંભળો, કક્કો પૂરો થયો; હું ધારૂં છું કે ગઈ કાલના કક્કાનો પાઠ બરાબર તૈયાર કરી લાવ્યા હશો. સમજ્યા, આજનો થોડો ઘણો યાદ હશે. હું તમારી પરીક્ષા લઉં; કેમ તૈયાર છો ને ? અલ્યા ઉદ્ધતશંકર, વસંતરાયના ઘેર જઈ કક્કો બરાબર શીખી આવ્યો છે ને ?

ઉદ્ધત—હા, સાહેબ, બધો તો નહીં, પણ થોડો ઘણો યાદ છે, મારાથી ભૂલી જવાય છે, એક વાત ઉપરથી બીજી વાત યાદ આવી જાય છે ને ગોટાળો થઈ જાય છે અને ભૂલો પડે છે.

ગુરૂ—ઠીક, કંઇ ચિંતા નહીં, તારો વારો આવે ત્યારે તારે પણ જવાબ આપવો, સમજ્યા, ભૂલ પડે તેની ફીકર નહીં, માણુસ ભૂલને પાત્ર છે, સમજ્યા. ગાયનનું પદ બરાબર મેળવીને બોલવું, તોડવું નહીં. કેમ સમજ્યોને ?

ઉદ્ધત—હા સાહેબ, બરાબર સમજ્યો, ગાવાસાં તો હું સાહેબ હોંશીઆર છું, પુછો વસંતરામને, ભૂલથી

કોઈ શબ્દ અવળ સવળ બોલાય છે, પણ પદ બીલકુલ તુટવા દેતો નથી.

**વસંતરાય**—હા સાહેબ, ઉદ્ધતશંકર એમ તો હોંશીઆર અને બુદ્ધિશાળી છે, હાજર જવાબી છે, ભવિષ્યમાં કવિ પાકે તેવો લાગે છે.

**ગુરૂ**—એમ કે ? ત્યારે તો ઠીક, જોઉં છું, પરીક્ષામાં કેવો ઉતરે છે ? ( એમ કહી મહેતાજી ચારે શિષ્યોની પરીક્ષા લેવા લાગ્યા. )

**ગુરૂ**—બોલ ચંદ્રકાન્ત, આ તે ખખ્ખો કેવો ?

**ચંદ્રકાંત**—ભાઈ ખાદી પ્હેરાવે એવો, એવો ખખ્ખો.

**ગુરૂ**—અલ્યા ઉદ્ધતશંકર બોલ, આ તે લલ્લો કેવો ?

**ઉદ્ધત**—ભાઈ લાડુ ખાવા જેવો એવો લલ્લો.

**ગુરૂ**—શાબાશ, ઉદ્ધતશંકર તું ઠીક હાજર જવાબી છે. અરે વસંતરાય, તું કહે છે તે પ્રમાણે ઉદ્ધતશંકર કવિ જેવો તો શું પણ શીઘ્ર કવિ જેવો જણાય છે. સમજ્યા, 'લાલાજીના' બદલે 'લાડુ' શબ્દ ગોઠવી દીધો અને પદ તુટવા દીધું નહીં. (પછી રવિશંકર તરફ આંગળી કરી) અલ્યા રવિશંકર, બોલ આ તે રરો કેવો?

**રવિશંકર**—ભાઈ રેંટીઆના જેવો એવો રરો.

**ગુરૂ**—બોલ ઉદ્ધતશંકર, આ તે પપ્પો કેવો ?

**ઉદ્ધત**—ભાઇ પરમેશ્વરને સેવો એવો પપ્પો.

**ગુરૂ**--ખરી વાત, ઉદ્ધતશંકરની બુદ્ધિનો પાર નથી. કવિના પૂરેપૂરા સંસ્કારો તેના મગજમાં પડેલા જણાય છે, વાહ ! શું પદ મેળવવાની તેની ખુબી ! " પાળો

ગાયો એવો "ના બદલે "પરમેશ્વરને સેવો" એવું સુંદર પદ ગોઠવી દીધું (પછી ચંદ્રકાંત તરફ નજર કરી) અલ્યા ચંદ્રકાંત, આ તે દદ્દો કેવો ?

ચંદ્રકાંત--ભાઈ દાદાજીના જેવો, એ તો દેશબંધુ જેવો એવો દદ્દો.

ગુરૂ—બોલ ઉદ્ધતશંકર, આ તે મમ્મો કેવો ?

ઉદ્ધત--ભાઇ મહેતીજીના જેવો એવો મમ્મો.

ગુરૂ---બેવકૂફ, શું બકે છે ? આ તો વખાણી ખીચડી દાંતે વળગી, સમજ્યા, તારૂં ચિત્ત ક્યાં ફરે છે ? શું બોલે છે તેનું ભાન છે ? "મહંમદઅલી જેવો "ના બદલે શું બકી ગયો ? બેવકૂફ.

ઉદ્ધત—સાહેબ, આપે ચંદ્રકાંતને દદ્દાનો અક્ષર પુછેલો તે ઉપરથી મારૂં દીલ એકદમ દવાખાનાની દવા ઉપર દોડયું અને 'ઘરમાં' એટલે 'બૈરાં' અને 'બૈરાં' એટલે 'મહેતીજી' એ શબ્દો સાંભરી આવ્યા. તેવામાં આપે મને મમ્મા અક્ષરનો પ્રશ્ન પુછયો તેથી એકદમ મારા મનમાં મહેતીજીના વિચારના લીધે મમ્માના જવાબમાં "મમ્મો મહેતીજીના જેવો" એવો જવાબ ભૂલથી મારાથી અપાઇ ગયો, માટે માફ કરજો, આપના કહેવા પ્રમાણે 'માણુસ ભૂલને પાત્ર થાય છે.' જાણી જોઇને બોલ્યો નથી સાહેબ.

ગુરૂ—ઉદ્ધત, હું તને માફ કરૂં છું. ફરીને આવી ભૂલ કરીશ નહીં. સમજ્યા. (વસંતરાય તરફ નજર કરી બેંશ આગળ ભાગવત પ્રમાણે) પણ અરે વસંતરાય !

તેણે જે ભૂલ કરી તેમાં પણ કવિત્વ શક્તિનો ભાસ થાય છે સમજ્યા. તેનામાં ઝડઝમક અને વર્ણ સગાઈ એવા અલંકારોના સંસ્કારો અત્યારથી પડેલા છે.

વસંતરાય—સાહેબ, સાવ સાચી વાત છે, પણ સાહેબ, આપે પેલી ઝમકઝમક અને તેની સગાઈની શી વાત કરી ? તે તો અમે કાંઈ સમજ્યાજ નહીં. તેનો શો અર્થ થાય છે ?

ગુરૂ—તેનો અર્થ ઘણોજ ઉંડો છે, સમજ્યા.

ઉદ્ધત—સાહેબ, ઉંડો એટલે કેટલા હાથ ઉંડો હશે ? કાંઈ કૂવા જેટલો તો ઉંડો નહીં હોય ને ?

ગુરૂ—ઉંડો એટલે કૂવાની માફક ઉંડો નહીં, સમજ્યા. પણ તમારાથી સમજી શકાય નહીં તેવો, સમજ્યા, તમે જ્યારે મોટા થશો અને પિંગળ એટલે કવિતા બનાવવાનું શાસ્ત્ર ભણશો ત્યારે તે બધું સમજાશે, સમજ્યા. પણ (વસંતરાય તરફ નજર ફેરી) વસંતરાય, ઉદ્ધતશંકર જો બરાબર ભણશે અને પિંગળ શીખશે તો જરૂર સારો કવિ પાકશે પણ તે ભણશે તોજ. પરંતુ (રવિશંકર તરફ નજર કરી) તે જરા ઉદ્ધત છે. કેમ વારૂ, રવિશંકર ?

રવિશંકર—સાહેબ, ઘણોજ ઉદ્ધત, અને એજ કારણથી તેનું નામ ઉદ્ધતશંકર પડેલું છે.

ગુરૂ—કેમ ઉદ્ધત, રવિશંકર શું કહે છે ? તું ઉદ્ધત છે તેથી તારૂં નામ ઉદ્ધતશંકર પડેલું છે ? ખરી વાત છે ને ?

ઉદ્ધત—સાહેબ, કાલે મારી ફૈઈબાને પુછી જવાબ આપીશ. પણ સાહેબ, મને મારો નહીં તો કહું.

ગુરૂ—(ખુશી થઇને) કહે સુખેથી, નહીં મારૂં. હું તારી જોડકળાની બુદ્ધિથી ઘણોજ ખુશી થયો છું.

ઉદ્ધત—ત્યારે સાહેબ, આપ બહુ સમજુ છો તેથી આપનું નામ આપની ફૈઈબાએ સમજુલાલ પાડયું છે ?

ગુરૂ—(હશીને) ઉદ્ધત, તું તો હજુ એવો ને એવો રહ્યો. તારી ભૂલો મારે શી રીતે સુધારવી ? એક ભૂલ સુધારતાં અનેક ભૂલો કરે છે.

રવિશંકર—(મહેતાજી ન સાંભળે તેવી રીતે ઉદ્ધતને) અલ્યા ઉદ્ધત ભૂલે છે. આપણા મહેતાજી બહુ સમજુ છે માટે તેમનું નામ સમજુલાલ તેમની ફૈઈએ પાડયું નથી પણ બોલવામાં દરેક વાક્યમાં "સમજ્યા, સમજ્યા," વારંવાર વાતમાં બોલે છે માટે. (એમ બોલી હસવા લાગ્યા.)

ગુરૂ—ઉદ્ધત, તું ખરેખર બુદ્ધિશાળી છે, તારી બુદ્ધિના દાબડાનું ઢાંકણું ઉઘડી ગયેલું જણાય છે. સમજ્યા. છોકરાઓ, ઘંટ વાગ્યો. નંબર પૂરાવો ૧-૨-૩-૪ ચાલો જઇએ. વંદેમાતરમ્ (એમ કહી ચાલતા થયા.)

---

ગુરૂ શિષ્ય સંવાદ સમાપ્ત.

---

તૈયાર છે

સુધારા વધારા સાથેની કાવ્યના

પ્રબંધનાં દસ ચિત્રોવાળી

બીજી આવૃત્તિ.




( વિસનગર ).

કીંમત રૂ. ૨-૦-૦ ટપાલ ખરચ ૦-૪-૦.

તૈયાર છે

મોટા વધારા સાથેની

સુંદર આઠ ચિત્રોવાળી

પાંચમી આવૃત્તિ.




પ્રસિદ્ધ કરનાર

મહાસુખભાઇ ચુનીલાલ.

(વિસનગર).

કીંમત રૂ. ૨-૦-૦ ટપાલ ખરચ ૦-૪-૦.

## આ અનવરકાવ્યમાં

મર્હુમ કાજી અનવર મીયાંનાં રચેલાં સમાધિ અને યોગનાં અસરકારક ભજનો, આત્મજ્ઞાનનાં પદો, ભક્તિશૃંગારરસની ગરબીઓ અને પરમેશ્વર પ્રત્યેના પ્રેમમાં મસ્ત બનાવનાર ગઝલોનો સમાવેશ કરેલો છે. આ પુસ્તક હિન્દુ અને મુસલમાન કોમને ઘણું ઉપયોગી હોવાથી બંને કોમને સંતોષકારક રીતે સમજ પડે તે હેતુથી દરેક કાવ્યના અર્થ, ખુલાસા, ટીકા અને તેની પુષ્ટિમાં બીજા ગ્રંથોના ઉતારા આપી સરખામણી કરવામાં આવી છે. મુસલમાનો ભક્તિશૃંગારરસની ગરબીઓનું રહસ્ય બરાબર સમજી શકતા નથી માટે કેટલીક ગરબીઓનું ઉર્દુ ભાષામાં લાંબા વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે અને હિન્દુ લોકોને ગઝલોના ભાવાર્થ બરાબર સમજવામાં આવતા નથી માટે કઠણ ગઝલોના શબ્દાર્થ સાથે પૂરેપૂરા ભાવાર્થ ગુજરાતી ભાષામાં આપ્યા છે. ગ્રંથની શરૂઆતમાં સવિસ્તર ઉપોદ્ઘાત યાને દીબાચો લખવામાં આવ્યો છે જે વાંચવાથી આખા પુસ્તકનું રહસ્ય સમજાય છે. આ પુસ્તક કેટલું બધું લોકોપયોગી થઇ પડયું છે તે તેની ઉપરા ઉપરી બહાર પડતી આવૃ-

ત્તિઓ ઉપરથી જણાય છે. આ પાંચમી આવૃત્તિમાં કાજી અનવરમીયાંનાં રચેલાં ત્રણ મોટાં નસીહતનામાં, માતમ અને જોગીનામાં, તથા હઝરત મહમદ પેગંબરનું જીવનચરિત્ર, કાબા અને કરબલાનો હેવાલ વીગેરે દાખલ કરેલાં છે. વળી આગળના ભાગમાં મર્હુમ કાજી અનવર મીયાંની, તેમનું સ્મરણ કરાવનાર તેમની દરગાહ ઉપરના પાલનપુરના ભવ્ય રોઝાની, તેમના શબની પાલખી યાને જનાઝાની, તેમની માંદગી અને દેહત્યાગ વખતના ચંદ્ર મહેલની, તેમની વિસનગરની મસ્જીદ યાને તેમના ઈબાદતગાહ (બંદગી કરવાની જગો)ની પાલનપુરના મર્હુમ અને વિદ્યમાન નામદાર નવાબ સાહેબની અને તેમનાં કાવ્યોનો સંગ્રહ કરનાર શેઠ હઠીસંગ ચુનીલાલની સુંદર છબીઓ મુકવામાં આવી છે; તેમજ મર્હુમ કાજી અનવર મીયાંનું જીવનચરિત્ર, નવી ગઝલો વીગેરે ઘણા પ્રકારનો વધારો કર્યો છે. એકંદર ૪૭૪ પૃષ્ટનું દળદાર સુંદર પાકા પુંઠાનું પુસ્તક છે. આ પુસ્તક નીચેના ઠેકાણેથી રોકડી કીંમતે અગર ટપાલ મારફત વેલ્યુપેએબલથી મળશેઃ—.

મહાસુખભાઈ ચુનીલાલ.

મુકામ—વિસનગર. જીલ્લો—ગુજરાત.

